# રાજનગર રહસ્ય



રંભા

લેખકઃ-ગુપ્તદૂત

કિં. બાર આનો

# રાજનગર રહસ્ય

લેખકઃ-ગુપ્તદૂત



કિં. બાર આના

# રાજનગર રહસ્ય



## પ્રથમ ચિત્ર

# રાજનગરની રંભા

યાને

## કેવળ કામિની-કાંચન માટે !



(૧)

વૈશાખ માસનો સખ્ત તાપ પડતો હતો. સ્હાંજના છ વાગેલા હોવા છતાં તાપ અસહ્ય લાગતો હતો. વાયુ સ્થિર હતો પશુ પંખીઓ સ્હાંજ પડવા આવેલી હોવા છતા બ્હાર નીકળી શકતાં નહોતાં. આવા સમયે રાજનગરથી એક માઇલને અંતરે આવેલા એક આલિશાન બંગલાની સ્હામેના બગીચામાં પ્રૌઢ વયનો એક હૃષ્ટપુષ્ટ શરીરવાળો પુરૂષ એક વિરામાસન ઉપર બેઠો હતો. બગીચામાં પુષ્કળ પાણી છાંટવામાં આવેલું હોવાથી તથા ત્યાં પુષ્પલતાઓ અને બીજાં વૃક્ષોની વિશેષતા હોવાથી કાંઇક અંશે ઠંડી લાગતી હતી.

તે પુરૂપ ઘઉં વર્ણનો હોઇ તેનુ લલાટ વિશાળ હતું. તેની મુખમુદ્રા ઉપર લક્ષ્મીનું તેજ પ્રકાશતુ હતું. હમણાં તે એક ન્યૂસ-પેપર વાંચતો બગીચામાં વિરામાસન ઉપર બેઠો હતો. એવામાં પંદર વર્ષની ઉમ્મરના, ચીથરેહાલ થઈ ગયેલા કંગાલ જેવા દેખાતા એક છોકરાએ બ્હીતા બ્હીતાં ઉપરોકત પુરૂષ સમક્ષ ઉપસ્થિત થઈ ગદ્‌ગદ કંઠે કહ્યું, "બાપુ ! મ્હને આશ્રય આપશો કે ?"

પ્રૌઢ પુરૂષે ન્યુસપેપર બાજૂએ મુકી એ દીનદરિદ્ર બાળકના આપાદ મસ્તકનું એક વખત સૂક્ષ્મદૃષ્ટિથી નિરીક્ષણ કર્યું. પછી તેણે એ છોકરાને પૂછ્યુ, " તું કયાંથી આવે છે ?"

"બાપુ ! હું રખડતો રઝળતો આપનું દાનેશ્વરી નામ સાંભળી આપની પાસે આવ્યો છું. મ્હારે માબાપ નથી, ભાઈ ભાડુ નથી આ જગતમાં હું એકલો અટુલો છું."

" ત્હારૂં ગામ કયું ?"

" હું કાઠિયાવાડમાં આવેલા એક ન્હાના ગામડાનો રહેવાસી છું."

" કાંઈ ભણ્યો છે કે ?"

" જી, હું સાત ચોપડી ભણ્યો છું. માબાપ મરી ગયા પછી નિરૂપાયે મ્હારે અભ્યાસ છોડી દેવો પડયો છે."

" જાતે શી છે ?'

" બ્રાહ્મણ."

" ત્હારી વિશેષ અભ્યાસ કરવાની મરજી છે કે નોકરી કરવી છે ?"

"જો કોઈ આપના જેવા દયાળુ શેઠ મદદ કરે તો મ્હારી અભ્યાસ કરવાની ઈચ્છા છે."

"ત્હારૂં નામ શું ?"

"પાર્વતીશંકર."

પ્રૌઢ પુરૂષ ચુપ રહ્યો. બે ત્રણ મિનીટ સુધી તે પુનઃ એ બાળકના મુખ-તરફ જોઇ રહ્યો. પછી તેણે કહ્યું, "ઠીક છે, તું અત્રે મ્હારા આશ્રયમાં રહી અભ્યાસ કરી શકે એવી વ્યવસ્થા હું કરૂં છું. મ્હારી સાથે ચાલ."

બાળકનું હૃદય કૃતજ્ઞતાથી ભરાઇ આવ્યું. તે પોતાના મન સાથે કહેવા લાગ્યો, "ઇશ્વર તમારૂં કલ્યાણ કરશે."

પ્રૌઢ પુરૂષે ઉઠી બંગલા તરફ જવા માંડ્યું. બાળક પાર્વતી શંકરે પણ તેની પાછળ પાછળ જવા માંડ્યું.

( ૨ )

હરિપ્રસાદ શેઠ રાજનગરના એક પ્રખ્યાત લક્ષાધિપતિ હતા. પિતાના વખતથી જ ધંધો સારો જામેલો હોઈ આ કથાનક પ્રસંગે હરિપ્રસાદની વાર્ષિક આવક એક જમીનદાર જેટલી હતી. તેમની કાર્યકુશળતા, દાનપ્રિયતા વગેરેથી રાજદરબારમાં પણ તેમનું ઘણું માન હતું. તેમનો ધંધો ઘણો ધીકતો ચાલતો હોઇ ઘણા માણસો તેમને ત્યાં નોકરી કરતા હતા.

હરિપ્રસાદ પરદેશગમન કરી આવેલા હોઇ તેઓ ચુસ્ત સુધારક હતા. તેમણે ઇંગ્રેજીનો પણ સારો અભ્યાસ કરેલો હતો. તેમની પહેલી સ્ત્રી નિઃસંતાન ગુજરી જવાથી તેમણે રંભા નામની એક શ્રીમંત કન્યા સાથે પુનર્લગ્ન કર્યું હતું. લગ્ન વખતે હરિપ્રસાદની

ઉમ્મર ચાળીસ વર્ષની અને રંભાની ઉમ્મર ચૌદ વર્ષની હતી. કવિઓ કિંવા નવલકથાકારો કદાચ ઉમ્મરના ફર્કને અનુચિત લેખી શકે; પરંતુ ખરી રીતે જોતા જતાં રંભાને આ બીજવરના સંસારમાં લેશ માત્ર દુઃખ નહોતું. પરણીને સસરે આવ્યા પછી એક વર્ષે રંભાએ એક પુત્ર સંતાનને જન્મ આપ્યો હતો તથા ફળદ્રુપ રસાળ ક્ષેત્રમાં જેવી રીતે સરો પાક નિપજે છે તેવી રીતે તેને બીજી એક પુત્રી પણ થઇ હતી. હમણાં તેની ઉમ્મર વીસ વર્ષની હોઇ તેને બે સંતાન હતાં. રંભાએ ગુજરાતી છ ચોપડીનો અભ્યાસ માબાપના આશ્રયમાં રહી કર્યો હતો. હરિપ્રસાદના સસારમાં આવ્યા પછી રંભાને વિશેષ શિક્ષણ આપવા માટે એક શિક્ષકને નિયુક્ત કરવામાં આવ્યો હતો.

પાર્વતીશંકર ગરીબ ઘરનો છોકરો હોવાથી સ્વાભાવિક રીતેજ સહુના મનમાં તેને માટે દયા ઉપજી. રંભાને શિક્ષણ આપવા જે શિક્ષક આવતો હતો તેની પાસે પાર્વતીશંકર ઇંગ્રેજી અભ્યાસ કરવા લાગ્યો તથા સ્કૂલમાં પણ જવા લાગ્યો. ફુરસદના વખતે તે રંભાના બાળકોને રમાડતો હોવાથી રભાના અંતરમાં પણ એ દીનદરિદ્ર છોકરા માટે દયાભાવ ઉપજ્યો હતો.

(૩)

કાળને વહી જતાં વાર લાગતી નથી. દુઃખી કિંવા સુખીના દુ.ખ સુખની પરવાહ કર્યા સિવાય કાળ અબાધિત રીતે પસાર થયે જાય છે. જોત જોતામાં દશ વર્ષ પસાર

થઈ ગયાં. જે પાર્વતીશંકરનો અમે પ્રથમ ઉલ્લેખ કર્યો છે તે આ દશ વર્ષમાં પોતાની કુશાગ્ર બુધ્ધિને પરિણામે બી. એ ની પરીક્ષા પસાર કરી ચુકયો. ખરૂંજ છે કે, સુખ અને દુઃખ ચિરસ્થાયી નથી. સુખ પછી દુઃખ કિંવા દુઃખ પછી સુખનો ક્રમ જગતમાં ચાલતો આવે છે. છેલ્લાં દશ વર્ષમાં પાર્વતીશંકરે હરિપ્રસાદનો એટલો બધો પ્રેમ પ્રાપ્ત કર્યો હતો કે, તેઓ તેને પોતાના પુત્રતુલ્ય માનતા હતા. પાર્વતીશંકરનું જીવન સુધારવા તેમણે આજ સુધીમાં પુષ્કળ પૈસા ખરચ્યા હતા તથા હજી પણ ખરચતા હતા. એ વ્યયની સાર્થકતા થયેલી જોઇ તેમાં આનંદ થાય એ સર્વથા સ્વાભાવિક હતું. તેમાં વળી રંભાનું પ્રથમથીજ એ અનાથ બાળક ઉપર હેત હોવાથી તે રાત દિવસ પતિ પાસે પાર્વતીશંકરની પ્રશંસા કર્યા કરતી હતી.

વખતના વીતવા સાથે જીવ જગત અને જડ જગતમાં પરિવર્તન થયું જાય છે. આજે યુવાન હોય છે તો કાળક્રમે પ્રૌઢ તેમજ વૃધ્ધ થાય છે, વૃદ્ધ હોય છે તે મરણને શરણ થાય છે.

અમે લખી ચુકયા છીએ કે, રંભા અને પાર્વતીશંકરની ઉમ્મરમાં વિશેષ ફર્ક નહોતો. રંભાને બે બાળક થવા છતાં સારાં ખાનપાનને લીધે તેની તંદુરસ્તી કાયમ રહી હતી. બાળકો થવાથી સ્ત્રીના સૌંદર્યનો નાશ થાય છે એ પાશ્ચાત્યોક્તિ રંભા માટે ખોટી ઠરી હતી. એક આયા રંભાનાં બાળકોની સંભાળ રાખતી હતી. રસોઇઓ, દાસદાસીઓ વગેરેની સગવડ હોવાથી રંભાને ઘરનું કોઇ પણ કાર્ય કરવું પડતું નહિ, છેલ્લાં ચાર

વર્ષથી ગૃહશિક્ષકને બદલે પાર્વતીશંકરે રંભાને શિક્ષણ આપવા માંડયું હતું. રંભા ઇંગ્રેજી પુસ્તકો વાંચી તેને સમજી શકતી હતી. બાયરન, બર્ન્સ, શેલી, અને શેક્ષપીઅરનો રસિયો પાર્વતીશંકર જ્યારે એ વિશ્વવિખ્યાત કવિઓનાં પ્રણયગીતો રંભાને સમજાવતો ત્યારે રંભાના અંતરના તાર કોઇ અવ્યકત ભાવના ઉદયથી નાચી ઉઠતા હતા, કેવળ લક્ષ્મીથી જ ઇચ્છિત સુખ મેળવી શકાતું નથી એમ રંભાને લાગતું.

શેઠના જીવનનો કાર્યક્રમ ઘડીઆળ જેવો નિયમિત હતો. પચાસ વર્ષની ઉમ્મમર થયેલી હોવા છતાં તેઓ બારથી પાંચ વાગ્યા સુધી ઓફિસમાં નિયમિત હાજરી આપી કામકાજની દેખરેખ રાખતા હતા. પાંચ વાગ્યા પછી દોઢેક કલાક ટૅક્ષીમાં બેસી ખુલ્લી જગ્યાએ ફરવા જતા તથા સાત વાગ્યે ઘેર આવી પહોંચતા હતા.

## (૪)

શ્રાવણ માસ હતો. વર્ષાઋતુનો દિવસ હતો. સ્હાંજના લગભગ ચાર વાગ્યા હતા. આકાશ મેઘાચ્છન્ન હતું. વચ્ચે વચ્ચે વૃષ્ટિ થતી હતી. ગગનમંડળમાં કવચિત્ ઘોર ગર્જના થતી. ઠંડો પવન ફુંકાતો હતો. આવા વખતે રંભા પોતાના અભ્યાસગૃહમાં એક ઇઝીચેર ઉપર આડી પડી હતી. સુગંધિત તેલથી તરબોળ થયેલો ચોટલો આરામ ખુરસીની પાછળ લટકી રહ્યો હતો. બન્ને આંખોમાં સુરમો આંજેલો હોઇ દ્રષ્ટિશકિતમાં મદન દેવતાનો

આવિર્ભાવ થયેલો જણાતો હતો. સ્તન પ્રદેશ કાંઇક અંશે ખુલ્લો હોઇ તે ક્ષણે ક્ષણે ઉંચો નીચો થઇ એ બે બાળકોની માતાના યુવાવસ્થા તથા સુંદરતાના અસ્તિત્વનો આબાદ ખ્યાલ કરાવતો હતો રંભાના હાથમાં એક કાવ્ય પુસ્તક હતું. વર્ષાઋતુ ચાલતી હોવાથી સ્વાભાવિક રીતે જ તેને એ વર્ણન વાંચવાનું મન થઈ આવ્યું. તે વાંચવા લાગીઃ-

( સાખી )

તરલ ધન બનાવી, આંખ કીકી હલાવી
સુસમય સૂચવીને અંગને ચાલવીને;
મૃદુ વદન વિકાસી, દાબતો ઓઠ પ્યાસી,
પરવશ કરી પ્યારી, લૂટતો સ્નેહવારી.

સખિ અષાડમાં વર્ષાદ વિષાદ હરે છે રે,
ધરતિપર રાજા મેઘ વૃષ્ટિ કરે છે રે.
સ્વર સિંહગર્જના થાય વિજળી ચમકે રે,
વિણુ અંકુશ રાધાકૃષ્ણ રમીએ હમકે રે.'

સ્વાભાવિક રીતે જ રંભાથી બોલી જવાયું, 'ધન્ય છે ભગવાન કૃષ્ણ! બાળબ્રહ્મચારીના નામને રાસલીલાના રહસ્યથી આબાદ દીપાવ્યું છે!"

વળી પાછી તે આગળ વાંચવા લાગી.

" જોઇ શ્યામ અભ્રની છાંય ચોકમાં ફરીએ રે,
વળી અભ્રસમાં થઈ મસ્ત તન આથડીએ રે.

સખિ ઝીણાં સજીને વસ્ત્ર વૃષ્ટિના ભમીએ રે
કંઇ રીતે વાળી વાત વ્હાલાં થઇએ રે
આવે લટકારતો નાથ હું પણ પાકી રે,
પંજરમાં પાડી નાથ છકથી છાકી રે

( સાખી )

થરથર તન કાંપે, નાથને સાડુ ચાંપે,
અકલ વકલ આંખો કામની વેગી પાંખો,
ધડક ધડક છાતી, ભેટવાને મુંઝાતી,
નરમ રમણુ પ્યારે, માન મ્હારાં વધારે.

સખિ શ્રાવણુ મહિને સાવ સુખનો થાતો રે,
રસભીનો નવલો નાવ બને મદમાતો રે,
સખિ સુપુષ્પના હિંડોર દોર પણ ફુલના રે,
મુજ સુખની, લક્ષ્મી તોય, કરે નહિ તુલના રે,

સખિ શય્યા ચમેલીયુકત જાઈના પડદારે,
પારિજાતકની ઝુલ ઉસીકાં ઉમદા રે,
સખિ સર્વે સુખનું સત્વ પતિ પણ પાસે રે,
મન માન્યું ઘેલી નાર રમું ઉલ્લાસે રે.*

આટલું વાંચી રંભા સ્વગત કહેવા લાગી, "યુવાવસ્થા અને તારૂણ્યાવસ્થામાં નરનારીઓનાં અંતરોમાં પ્રેમાભિલાષાઓ ઉત્પન્ન

* 'સુમનગુચ્છ' માંથી (ગુરૂ ગોવિંદના મહિનાનો રાગ)

થઈ અનેકવિધ રસિક કલ્પનાઓ જન્મ પામે છે. પ્રેમ એ સ્વર્ગ છે એમ કવિઓ કહે છે! પરંતુ ઉમ્મરનું વૈચિત્ર્ય એ પ્રેમમાં બાધા રૂપ થઇ પડે છે. પ્રૌઢ કિંવા વયોવૃદ્ધ પતિના સહવાસથી યુવતી કિંવા તરૂણી પત્નીને આનંદ અથવા સંતોષ થતો નથી. ઉમ્મરની યોગ્યતા સિવાય પતિ પત્ની વચ્ચે પ્રેમ ઉત્પન્ન થઇ શકતો નથી. વૃદ્ધ પતિને પનારે પડેલી યુવતી પત્નીના જીવનમાં અને એક યુવતી વિધવાના જીવનમાં કાંઇ ફર્ક નથી! હું મ્હારા દિલને સમજાવવાનો ઘણો પ્રયત્ન કરૂં છું; પરંતુ બંડખોર બની ગયેલું મન કોઇ પણ રીતે સમજતું નથી. પાર્વતીશંકર ગરીબ છે એ ખરૂં છે, પરંતુ પ્રેમમાં ગરીબી યા અમીરીનો પ્રશ્ન હોતો નથી. તેના શરીરનો બાંધો મજબૂત છે, મુખમુદ્રા મોહક અને ચિત્તાકર્ષક છે, તે પણ યુવાવસ્થામાં છે. હું મ્હારા અંતઃકરણથી એને ચાહું છું. શું મ્હારી આશા એ પૂર્ણ નહિ કરે? એ મ્હારો આશ્રિત છે. મ્હારા મનને સંતોષવા માટે તેણે હું કહું તેમ કરવું જ જોઇએ. મ્હારી કૃપા ઉપર દિવસો ગુજારતો એક ભિક્ષુક કયા સાહસથી મ્હને નારાજ કરી શકશે?"

રંભા થોડા સમય સુધી ચુપ રહ્યા પછી પાછી પોતાના મન સાથે કહેવા લાગી, "વખત થઇ ગયેલો હોવા છતાં હજી તે કેમ આવ્યો નહિ? વિના વિલંબે તે અહીં આવવો જોઈએ. આટલા કાળ સુધી મ્હેં મ્હારા અંતરમાં ઉપજેલી વાસનાને છુપાવી રાખી હતી; પરંતુ આજે હું સ્પષ્ટ શબ્દોમાં તેના પ્રેમની યાચના કરીશ. મ્હારી યાચના એ સ્વીકારશે તો તેના સુખનો પાર રહેશે નહિ. હું હરેક રીતે તેને

સુખી કરવાનો પ્રયત્ન કરીશ. મ્હારા મનને સંતોષવાથી તેનું ભવિષ્ય ઘણું ઉજ્વળ થાય તેમ છે."

એવામાં પાર્વતીશંકરે એ ઓરડામાં પ્રવેશ કર્યો. રંભાએ ખુલ્લા માથાને ઢાંક્યું નહિ. આજે તે મોહિની શક્તિના આકર્ષણથી પાર્વતીશંકરને પોતાની માયા જાળમાં ફસાવવાનો નિશ્ચય કરી બેઠી હતી. તેનો હૃદયદેશ ધમકતો હતો. આશા નિરાશાનું દ્વંદ્વ-યુધ્ધ તેના અંતરના ઊંડાણમાં ચાલૂ થયું હતું. પાર્વતીશંકરને ઉપસ્થિત થયેલો જોઇ ગંભીર ભાવ ધારણ કરી તેણે કહ્યું, "આવો બેસો."

પાર્વતીશંકર એક આસન ઉપર બેઠો. તેણે પૂછ્યું, "આજે કયો વિષય સમજવાની તમારી ઇચ્છા છે?"

રંભાએ પૂર્વવતભાવથી કહ્યું, "આજે મ્હારૂં ચિત્ત સ્થિર નથી." આમ કહી રંભાએ પાર્વતીશંકર સાંભળી શકે એવા મૃદુસ્વરે કહ્યું,

કામે વ્યથિત મુખચંદ્ર સમાન ચારૂ,
છે હોઠ રક્ત તન ગૌર મૃદુ ઘણેરૂં;
તે છાતી સાથ ભરી બાથ દાબિ ન જેણે,
ખોયો વૃથા જન્મ જગ માંહી તેણે.

મંજુલ વેણ વદતી તન હેમ જાણે,
નાભી તટે કુસુમ હાર સુગંધ આલે;
તે નાર સાથ કરિ કામ ક્રિડા ન જેણે,
ખોયો વૃથા જન્મ જગ માંહી તેણે.

લીલાવતી મધુર કોકિલ કંઠવાળી,
વિનોદપૂર્ણ શ્રૃંગાર સમસ્ત રાગી;
તે સ્ત્રી ન ભાવ ધરી ભોગવિ જો તરૂણે,
ખોયો વૃથા જન્મ જગમાંહી તેણે.

આટલું બોલી રંભા ચુપ રહી. તે ભેદક દૃષ્ટિથી વચ્ચે વચ્ચે પાર્વતીશંકરના મુખ તરફ જોવા લાગી.

પાર્વતીશંકરને આજના રંભાના રંગરાગ સારા લાગ્યા નહિ. અભ્યાસ કરવાને બદલે રંભાનું ચિત્ર શ્રૃંગાર વિનોદ કરવા તરફ દિવસે દિવસે વિશેષ આકર્ષાતું હતું એ તે જાણી શકયો હતો. પોતે રસભોગી હતો, રંભાનું રૂપ સૌદર્ય જોઈ તેના તરફ તે આકર્ષાયો હતો, છતાં આ સમયે તે પોતાના ચિત્તને કાબૂમાં રાખવા પ્રયત્નો કરવા લાગ્યો. નીતિ–અનીતિ, વફાઇ–બેવફાઇ વગેરે અનેક પ્રશ્નો તેના મસ્તિષ્કમાં ઘોળાવા લાગ્યા. તે કિંકર્તવ્ય-મૂઢ બની થોડો વખત વિચાર કરતો ઉભો રહ્યો. એક બાજુ અપ્સરાને પણ લજાવે તેવી અઢળક સંપત્તિશાલિની મોહિની મૂર્તિ રંભાનો પ્રેમ–જ્યારે બીજી બાજુ જેનું લૂણ ખાઇ પોતે આ સ્થિતિએ પહોંચ્યો છે તેવી પ્રભુ પત્ની સાથે વ્યભિચાર–આ બન્ને વિચારોએ તેના મનમાં તુમુલ યુદ્ધ જગાડયું. પૂર્વસંચિતને લીધે વા બીજાં કોઇ અગમ્ય કારણને લીધે કહો–પાર્વતીશંકરનું દિલ આ સ્થળે તો નમકહરામી કરવા માટે ડંખવા લાગ્યું. તે પોતાના મન ઉપર સંયમ રાખવા કોશિષ કરવા લાગ્યો. કારણ કે, હરિપ્રસાદનું અન્ન ખાઇ તે મ્હોટો થયો હતો. રંભાને માતા બરાબર માનવી જોઇએ એમ તેના અંતરવાસી દેવતા વારંવાર

તેને કહેતા હતા. તેની જગ્યાએ બીજો કોઇ વિલાસી વિષયલંપટ પુરૂષ હોત તો આવા રંભા સાથેના એકાંત પ્રસંગોએ યોગીના જેવો સ્થિર ધીર અને ગંભીર રહી શકત નહિ; પરંતુ પાર્વતીશંકર આજકાલની ધર્મજ્ઞાનશૂન્ય કેળવણી પામેલો હોવા છતાં રંભા સાથે અનુચિત વર્તન ચલાવવામાં અન્નદાતા તરફ અપ્રમાણિકતા દર્શાવવા જેવું છે એ સમજતો હતો.

આજે રંભા પાસે તે શુકદેવની માફક બેઠો હતો. રંભાના મુખમાંથી ઉપરોકત પંક્તિઓનો ઉચ્ચાર થઇ રહ્યા પછી તેણે કહ્યું, " તમે આવા શ્રૃંગારિક વિષયોમાંજ ધ્યાન આપ્યા કરો એ મ્હને ઠીક લાગતું નથી. તમને હવે વિશેષ અભ્યાસ કરવાની જરૂર હોય એમ મ્હને લાગતું નથી. "

" વાહ ! શ્રૃંગારથીજ વિશ્વસંસારમાં માનવજીવનને સુખની પ્રાપ્તિ થાય છે; છતાં શ્રૃંગાર તરફ તમે વિરાગ કેમ દર્શાવો છો ? " રંભાએ પૂછ્યું.

" આ વિષયની તમારી સાથે ચર્ચા કરવાનો મ્હને અધિકાર હોય એમ હું ધારતો નથી. " પાર્વતીશંકરે વિરક્તિથી કહ્યું.

" તમે મ્હને અભ્યાસ કરાવતા હોવાથી હું તમારી શિષ્યા સ્વરૂપ છું. ગુરૂએ શિષ્યા જે શીખવા કે સમજવા ઇચ્છે તે શીખવવું અને સમજાવવું જોઇએ. "

પરંતુ એ ઇચ્છા ધર્મથી અગર વ્યવહારથી વિરૂધ્ધ ન હોવી જોઇએ. "

પાર્વતીશંકરનો આ ઉત્તર સાંભળી રંભા વિશેષ ઉત્તેજિત બની ગઇ. તેણે કહ્યું, " તમે આટલા બધા નીરસ હશો એમ

હું ધારતી ન હોતી. આજ સુધી મ્હને મ્હારા રૂપ સૌંદર્યનું ગુમાન હતું. ભલભલા યોગીઓ મ્હારા સૌંદર્ય દર્શનથી યોગ સાધના ભૂલી કામવિહ્વળ બની જાય તેમ છે એમ જ હું ધારતી હતી; પરંતુ તમે મ્હારા એ રૂપ ગર્વ ઉપર આજે આઘાત કર્યો છે."

"જો મ્હારો અપરાધ થયેલો લાગતો હોય તો હું ક્ષમા ઇચ્છું છું." પાર્વતીશંકરે કહ્યું.

"પાર્વતીશંકર! તમે જાણો છો કે, તમે મ્હારા આશ્રિત છો?"

"હા, તે બદલ તમારો ઉપકાર હું જીવન પર્યંત ભુલી શકું તેમ નથી."

"હું ઉપકાર યાદ રખાવવા ઇચ્છતી નથી વિચારી જુઓ કે, મ્હારી કૃપા થતાં તમે કેટલા બધા સુખી થઇ શકો તેમ છો? કેવળ તમારે મ્હારી એક વાત માનવી જોઈએ." રંભાએ કહ્યું.

"શી વાત?"

"તમે એ નથી સમજી શકતા કે? જે વાત કહેવા જતાં સ્ત્રી જાત શરમની મારી અડધી થઇ જાય છે એ વાત તમે મ્હારે મુખે કહેવડાવવા ઇચ્છો છો કે?

**અંતરમહીં અતિ વેદના પણ વાત એ કહેવાય ના,**
**દિલ ખાકસાર થઇ જતું ને દર્દ એ વેઠાય ના;**
**સંકેતની જે વાત તેને શબ્દ તો યોજાય ના,**
**સમજુ સમજતા સાનમાં, વર્ણન મુખે એ થાય ના."**

પાર્વતીશંકર સમજી ગયો કે, આજનો આ પ્રસંગ તેને માટે કઠોર અગ્નિપરીક્ષા જેવો હતો. તેની સામે જ કામવિહ્વળા મોહ-

ઘેલી અત્યંત ખૂબસુરત કામિની મોહિનીવેશ ધારણ કરી બેઠી હતી. એ કામિની પાર્વતીશંકરના હૃદયને આકર્ષવાનો પ્રયત્ન કરતી હતી. પાર્વતીશંકર તરૂણ હતો; સૌંદર્યોપાસક હતો, પરંતુ સારા સારનો વિચાર કરી શકવાની તેનામાં શક્તિ હતી. તેણે ગંભીર ભાવ ધારણ કરી કહ્યું, "વિચાર કરી જુઓ. તમારો આત્મા દુભાય એવી રીતે વર્તવાની મ્હારી ઈચ્છા નથી. માનવનું હૃદય એક ન સમજી શકાય એવી વસ્તુ છે. ક્ષણ કાળના કુવર્તન માટે જીવનપર્યંત અનુતાપ કરવો પડે છે. સમજુ માણસે કોઇ પણ કાર્ય કરતાં પૂર્વે સ્વધર્મનો તેમજ કાર્યના પરિણામનો વિચાર કરી જોવો જોઈએ. તમને ઉપદેશ આપવાની લાયકાત મ્હારામાં નથી; પરંતુ આ પ્રસંગ એવો છે કે, મ્હારે મ્હારા કર્તવ્યને અંગે તમને બે શબ્દ કહેવા પડે છે. શામાટે તુચ્છ મોહને તમે તમારા અંતરમાં સ્થાન આપ્યું છે? ભુલી જાઓ, મ્હને તમે એક ભાઇની માફક તમારા અંતરમાં ચાહો. જગતમાં મ્હારે બ્હેન નથી. હું તમને મ્હારાં મ્હોટાં બ્હેનની માફક ચાહીશ. ગમે તેમ પણ હિંદુ નારીએ કેવળ પોતાના પતિમાંજ મતિગતિ રાખવી જોઇએ

> પરપુરૂષના અનુરાગમાં, અતિ પાપનો આધાર છે;
> સન્નારી સમજે સ્વામીને કે, એજ શ્રી કિરતાર છે.
> લુલો ભલે હો અંધ પણ અબળા ભજે છે ભાવથી;
> પુજન કરે છે સ્વામીનું સતી સ્નેહ ને સદ્ભાવથી.

માટે મ્હારૂં કહેવું માનો અને વિકારોને દૂર કરી અંતરને વિશુદ્ધ બનાવો."

"એટલે ? હું તમારો ઉપદેશ સાંભળવા ઈચ્છતી નથી. લક્ષ્મી ચાંદલો કરવા આવે છે અને તમે તેને ઠોકરે ઉડાવો છો ? મ્હારી કૃપા તમારી ઉન્નતિને અંગભૂત થઇ પડે તેમ છે. કામિની–કાંચનની માયાથી મુગ્ધ ન થનાર પુરૂષ વિશ્વસંસારમાં વિરલ હોય છે. મ્હેં આજ સુધી મ્હારા અંતરની વાસના છુપાવી રાખી હતી; પરંતુ હવે હું દિલદર્દની વેદના વેઠી શકતી નથી.

જોતાં ઠરે હૃદય, લોચનિયાં ભીંજાયે
ઉંડેરૂં વ્હાલ ઉરમાં વળી ઉભરાયે;
ને ધૈર્ય ખોઇ ભચડી ભુજ જુગ્મ માંહે,
આલિંગવા ઉમળકે, ચળ અંગ ન્હાયે.

પાર્વતીશંકર ! મ્હને નિરાશ ન કરો. શું તમે મ્હારા અંતરની વેદના સમજી શકતા નથી ? વિચારી જુઓ કે,

અહો ! કેવાં પુષ્પો ભ્રમર પર પ્રેમે ઝુકી રહે !
અને કેવાં ચુમ્બે સ્મિત અધરથી સૌ ભ્રમરને !
અહા ! કેવો ગુંજી ફુલ ફુલ પરે ભૃંગ ભમતો !
અને કેવો ચોંટી કલી કલી મહીંથી રસ પીતો !

યોગ્ય પાત્રના મિલનથીજ યથાર્થ પ્રેમ ઉદ્‌ભવે છે. સમાન ગુણ અને યથાર્થ ઉમ્મરનાં સ્ત્રી પુરૂષોજ પરસ્પરના સહવાસથી આ માયાવી મૃત્યુ લોકમાં સ્વર્ગ સુખ અનુભવી શકે છે ! પ્રિયતમ ! મ્હને આમ નિરાશ ન કરો.

"અફસોસ ! આપણા સહવાસનું આવું પરિણામ આવવાની કલ્પના પૂર્વે જો મ્હારા અંતરમાં ઉપજી હોત તો હું સદૈવ તમારાથી દૂર રહેવાનો પ્રયત્ન કરત.

ભુલી જાઓ વિચારો આ ધરો સન્માર્ગમાં પ્રીતિ,
વિષય વૃત્તિ ત્યજી દઇને, સ્વીકારો નેકી ને નીતિ.
જગત માયાવી જુઠું, ધર્મ જીવનનો સહાયક છે;
વિસારો વાસના સઘળી સદાએ જે વિઘાતક છે.

મ્હારે તમને સ્પષ્ટ શબ્દોમાં કહેવું જોઇએ કે, આ જીવનમાં હું કોઇ પણ રીતે તમારી આવી અયોગ્ય ઇચ્છા પૂર્ણ કરી શકું તેમ નથી.” પાર્વતીશંકરે સાફ ઉત્તર આપી દીધો.

“ આનું પરિણામ કેવું આવશે એ જાણો છો કે ?”

“ પરિણામની ચિંતા કરવી વૃથા છે. મ્હને ક્ષમા આપો.” પાર્વતીશંકરે સહજ નમ્ર શબ્દોમાં નિર્ભયતા દર્શાવી.

“ પામર પુરૂષ ! એક અબળાનો અનુરાગ જ્યારે તિરસ્કારમાં પલટાય છે, ત્યારે કેવું પરિણામ આવે છે તેની ખબર છે ?”

અનુરાગ જ્યારે નારનો ધિક્કારમાં પલટાય છે;
નારી નહિ પણ નાગણી એ દંશ દેવા ધાય છે.

એક અબળાની પ્રણયનિરાશા કેવું પરિણામ લાવે છે એ વિષયનો હવે ટુંક સમયમાંજ તમને સાક્ષાત્કાર થઇ જશે. મ્હારા એંઠા ટુકડા ખાનાર ગુલામ, મ્હારૂં અપમાન કરે છે !”

આ તિરસ્કાર પાર્વતીશંકર માટે અસહ્ય થઈ પડયો. તેણે સહજ ઉત્તેજિત બની જઇ કહ્યું, “ આ પ્રસંગે હું તમને યાદ આપું છું કે, આવા વર્તન માટે ભવિષ્યમાં તમને ઘણો પશ્ચાતાપ થશે. હવેથી હું તમારી છાયાને પણ સ્પર્શ કરીશ નહિ. કર્તવ્ય

બજાવવા જતાં દુઃખ આવી પડે તો તેની મ્હને ચિંતા નથી.

રહેલા દિવસ નથી કોઈના એકજ અવસ્થામાં કદા,
સુખ હોય આજે પૂર્ણ તો, કાલે પડે છે આપદા;
ભિક્ષુક થતો ધનવાન પામે એક પળમાં સંપદા,
જે આજ તે કાલે નથી સિદ્ધાંત વિશ્વે એ સદા;
પૃથ્વી પ્રકાશક સૂર્યનો પણ અસ્ત ગગને થાય છે,
બે ચાર ઘડીની મોજથી નાદાન જીવ ફુલાય છે!

છેવટે હું તમને એ પણ કહી દઉં છું કે, આજની તમારી વાત હું મ્હારા મનમાં જ રાખીશ તમારી નિંદા કરવાની મ્હારી લેશ માત્ર ઇચ્છા નથી."

પાર્વતીશંકરના આ શબ્દો સાંભળી પોતે જે કઠોર શબ્દો ઉચ્ચાર્યા હતા એ માટે રંભાને સંતાપ થયો. આજના પ્રસંગની વાત જો પાર્વતીશંકર શેઠને કહે તો પોતાની દુર્દશા થયા સિવાય રહે નહિ એ તે જાણતી હતી. તેણે મૃદુભાવ ધારણ કરી કહ્યું: "જો આજની વાત તમે ગુપ્ત રાખશો તો હું તમારૂં કાંઇ અનિષ્ટ કરીશ નહિ. તમારા હૃદયની કઠોરતા જો હું જાણતી હોત તો તમારી પાસે પ્રેમનો પ્રસ્તાવ કદાપિ કરત નહિ. તમે ન જાણતા હો તો મ્હારે કહેવું જોઇએ કે, એક સ્ત્રી જાત પોતાનો પ્રેમ બીજા આગળ બોલી બતાવવા કરતાં પૃથ્વીમાં સમાઈ જવાનું વિશેષ પસંદ કરે છે! જાઓ, અહીંથી ચાલ્યા જાઓ, હવે તમારૂં દર્શન મ્હારે માટે સુખદાયક નહિ પણ દુઃખદાયક છે."

રંભા ઉત્તેજિત બની ગઇ હતી. પાર્વતીશંકર પણ વિષણ્ણ વદને એ વિશ્રામગૃહની બહાર ચાલ્યો ગયો. દશેક મિનીટ પછી પચીસેક વર્ષની એક યુવતીએ રંભાના વિશ્રામગૃહમાં પ્રવેશ કર્યો.

(૫)

રંભાના વિશ્રામગૃહમાં જે યુવતીએ પ્રવેશ કર્યો હતો. તેણે સફેદ કપડાં પહેર્યાં હતાં. એ યુવતી હિન્દુસ્તાની હોવા છતાં ઘણા કાળ સુધી ગુજરાતમાં રહેલી હોવાથી ગુજરાતી સારૂં લખી વાંચી જાણતી હતી. તે એક પાસ થયેલી નર્સ અગર મીડવાઇફ હોઈ તેનું નામ મિસ ઇન્દિરા હતું. ઇન્દિરા રાજનગરની અંદર ખાનગી નર્સ તરીકે કામ કરતી હતી. આજ કાલના ઘણા ડૉકટરો પોતાના ધંધાને અધીક ધીકતો કરવા પોતાની મદદમાં એકાદ નર્સને રાખવાનું પસંદ કરે છે, તથા નર્સ હોય છે તો સ્ત્રીરોગીઓની વિશેષ સંખ્યા દવા લેવા માટે આવે છે. ઇન્દિરાને પણ રાજનગરના બેચાર ડાકટરોએ પોતાની નોકરીમાં રહેવા જણાવ્યું હતુ, પરંતુ તેણે એ વાતની ચોખ્ખી ના પાડી હતી. ઇંદિરા સ્વતંત્ર વિચારની હોઇ પરવશતામાં રહેવુ તેને પસંદ ન હોતું. આજકાલ નાટક તથા સિનેમાની નટીઓ સંસારધર્મમાં લીન થયેલી હોવા છતાં જેવી રીતે પોતાના નામ આગળ મિસ શબ્દ મૂકે છે તેવી રીતે ઇંદિરા પણ અખંડ બ્રહ્મચારિણી નહિ હોવા છતાં તેણે પોતાના સાઈનબોર્ડ ઉપર મિસ ઇંદિરા લખાવેલુ હતું

ઇંદિરાએ મદનગોપાળની હવેલી નજીક એક બે માળનું મકાન ચાળીસ રૂપિયાના માસિક ભાડાથી રાખ્યું હતું. મકાનના

ભોંય તળીઆના ભાગમાં ડહેલું હોય એમાં ઇંદિરાએ પોતાનાં ગાડી ઘોડા રાખવાની વ્યવસ્થા કરી હતી. ઇંદિરા એકલી હોવા છતાં તેણે આવું આલિશાન મકાન શામાટે ભાડે રાખ્યું હશે એવો પ્રશ્ન પાઠક પાઠિકાઓના અંતરમાં ઉપજવાનો સંભવ છે. પરંતુ એ પ્રશ્નનો ભેદ યથાક્રમે અવસ્ય ખુલ્લો થનાર હોવાથી અત્રે તેનું વિવેચન કરતા નથી.

ઇંદિરાને દક્ષિણી રીવાજ પ્રમાણે કપડાં પહેરવાં ગમતાં હતાં. આમ હોવાથી તે ઘેર અગર બ્હાર પોતાનું માથું ખુલ્લું રાખતી હતી. બ્રહ્મદેવતાએ તેને સૌંદર્ય સમર્પણ કરવામાં પણ ઉદારતા દર્શાવી હતી. રાજનગરનાં મ્હોટાં પ્રતિષ્ઠાસંપન્ન કુટુંબો સાથે તેનો પરિચય હતો. ઇંદિરાનો હાથ પણ ઉડાઉ હતો. તે પોતાના સુખોપભોગ માટે પુષ્કળ પૈસા ખરચતી હતી. તેનું શરીર એકવડીયું હતું તેમજ ઘઉંવર્ણું હતું. શરીરનું કદ કાંઇક અંશે ઉંચું તેનો કૃષ્ણકેશ કલાપ નિતંબ સુધી પહોંચે એટલો લાંબો હતો. બન્ને નેત્રો તેજસ્વી હોવા છતાં તેમાં વિકારની વિહ્વળતાનો ભાવ નિરંતર દેખાતો હતો. તેનાં કપડાંમાંથી ઑટો કિંવા સેન્ટની સુવાસ આવતી હતી. તેના જમણા હાથમાં નાજુક છત્રી હતી.

રંભાએ ઇંદિરાને જોઈ વસ્ત્રો વ્યવસ્થિત કરી મહા મુસિબતે મુખ ઉપર હાસ્ય લાવી કહ્યું "આવો ઇંદિરા બ્હેન! આજે એકાએક કયાંથી ભૂલાં પડયાં?"

"શ્રીમંત માણસોને અમારા જેવા ગરીબની કાંઈ ફીકર છે? ઘણા દિવસથી તમને મળવાની ઈચ્છા હતી. આજે ખાસ તમને મળવા માટે જ હું ઘેરથી અત્રે આવી છું. તબિયત સારી

છે ને ?" ઇંદિરાએ રંભાની પાસે કોચ ઉપર બેસતાં કહ્યું.

"છે, ઠીક છે."

"ત્યારે આજે તમે ઉદાસ કેમ જણાઓ છો ?" ઇંદિરાએ પૂછ્યું.

"કાંઈ નહિ. સહજજ ચ્હા પીશો કે ?"

"ભલે આવે."

રંભાએ નજીક પડેલા ટેબલ ઉપરની ઘંટડી વગાડી. વિના વિલંબે એક દાસીએ આવી પૂછ્યું, "કેમ બા સાહેબ ! શો હુકમ છે ?"

"બે કપ ચ્હા બનાવી લાવ." રંભાએ આજ્ઞા કરી.

"વારૂં જી." કહી દાસી ચાલી ગઈ તથા દશ મિનીટમાં ચ્હા બનાવી લાવી.

રંભા તથા ઇંદિરાએ ચ્હા પી લીધી એટલે દાસી ખાલી કપ રકાબીઓ લઇ ત્યાંથી વિદાય થઈ ગઈ. મુખવાસ લીધા પછી ઇંદિરાએ કહ્યું, "ચાલો, બ્હાર આવવું છે કે ? હું ગાડી લઈને આવી છું."

"ક્યાં જઇશું ?" રંભાએ પુછ્યું.

"મ્હારે ત્યાં. પાછી મ્હારી ગાડી તમને અહીં સુધી મૂકી જશે." ઇંદિરાએ કહ્યું.

"ચાલો ત્યારે. આમ કહી રંભા ઉઠી ઉભી થઈ. કપાળમાં તેણે ચાંલ્લો કર્યો. છૂટા ચોટલાને સમારી બાંધી દીધો. બન્ને જણા વિના વિલંબે ગાડીમાં જઇ બેઠાં. રસ્તે એ બેમાંથી કોઇએ વિશેષ વાતચિત કરી નહિ.

## ( ૬ )

રંભા સાથે છ મહિનાથી ઇંદિરાની ઓળખાણ થયેલી હતી. ઇંદિરાના ઘરમાં જે ભેદ ભરેલો ગુપ્ત વ્યવસાય ચાલતો હતો તેની કાંઇક અંશે રંભાને માહિતી હતી. પાપી માણસ પાપને સહેલાઇથી પકડી શકે છે. રંભાનું ઘર રાજનગરનું ગુપ્ત વિલાસ મંદિર હતું. ત્યાં સધવાઓ, શ્રીમંત વિધવાઓ અને કુમારિકાઓના દેહનું વેચાણ કેવી રીતે થતું હતું એ ધીમે ધીમે વાચકોના જાણવામાં આવશે. પોતાના એ ગુપ્ત વ્યવસાયથી ઇંદિરા પુષ્કળ પૈસા મેળવી શકતી હતી. જનસમાજમાં સંભાવિત તેમજ પ્રતિષ્ઠિત ગણાતા અમુક પુરૂષો, વચ્ચે વચ્ચે ઇંદિરાને ઘેર જઇ પોતાના હવસને તૃપ્ત કરતા હતા. જાહેરમાં ધર્મનીતિ, સામાજિક સુધારણા, સ્વરાજ્ય પ્રાપ્તિ વગેરે વિષયો ઉપર ભાષણ આપનારા, ઉચી મેડિકલ પરીક્ષામાં પસાર થયેલા, તેમજ ઇંગ્રેજી સાહિત્યની ઉચી પરીક્ષા પસાર કરી પ્રૉફેસર બનેલા મહાનુભાવો ઇંદિરાના આશ્રયદાતાઓ હતા. ગરીબ કિંવા સાધારણ વર્ગનો પુરૂષ ઇંદિરાના મકાનમાં અનુમતિ સિવાય પ્રવેશ કરી શકતો નહિ. રાજનગરના એ મિલન-મંદિરનો ગુપ્ત વ્યવસાય દિવસે બારથી ચાર સૂધી ચાલતો હતો, અને રવિવારે અગર તહેવારને દિવસે એ બજાર તેજ રહેતું હતું. વળી અમુક પુરૂષ કિંવા સ્ત્રી એક બીજાના ગુપ્ત વ્યવહારનું દર્શન ન કરી શકે એવી યોજના મકાનની અંદર કરી રાખેલી હતી. છેક ઉપરનો માળ ચોક્કસ માણસોના જ ઉપયોગમાં આવતો હતો.

ઘેર જઇ પહોંચી ઇંદિરા રંભાની સાથે મેડા ઉપર ગઇ. ત્યાં એક દાસી બેઠેલી હોઇ ઇંદિરાએ તેનો બજારનું કામ સોંપી મ્હાર મોકલી દીધી.

રંભા અને ઇંદિરા આગલા દિવાનખાનામાં એક વિ ામાસન ઉપર બેઠાં એ દિવાનખાનાની સાજસજ્જા મનોહર હતી. સુંદર ચિત્રો દિવાલ ઉપર શોભતાં હતાં. એક કાચના કબાટમા જૂદી જૂદી જાતનાં ઔષધો અને સગર્ભા સ્ત્રીને પ્રસવ કરાવવાનાં ઓજારો ગોઠવેલાં નજરે પડતાં હતાં. એક રાઇટીંગ ટેબલ ઉપર લેખન સામગ્રી તથા કેટલાંક ધાત્રી વિદ્યા સંબંધીનાં પુસ્તકો હતાં. ઇંદિરાના બેઠકખાનાનો ઠાઠમાઠ એક ધનાઢ્યના બેઠકખાનાથી કોઈ પણ રીતે ઉતરતો ન હોતો.

બે ચાર મિનીટ ચુપ રહ્યા પછી રંભાએ વાત કાઢી, "ઇંદિરા બ્હેન! હજી સૂધી તમે કુવારાં કેમ રહ્યાં છો?"

આ પ્રશ્ન સાંભળી ઇંદિરાએ અલ્પકાળ સુધી વિચારમગ્ન રહ્યા પછી કહ્યું, "લગ્ન કરી પરાધીન થઇ રહેવાનું મ્હને પસંદ નથી. આવી સ્વાધીન જીંદગી મ્હને વિશેષ પસંદ છે"

"પરંતુ હિંદુ સમાજમાં કોઈ સ્ત્રી મ્હોટી ઉમ્મર સુધી કુંવારી રહે છે તો લોકો તેની નિંદા કરે છે."

"આપણે એવી નિંદા તરફ શા માટે લક્ષ્ય આપવું જોઇએ? હું ઘણી શ્રીમંત તેમજ ગરીબ પરણેલી સ્ત્રીઓના પરિચયમાં આવી છું. તેમનાં જીવનોનો મ્હને જે અનુભવ થયો છે એ ઉપરથી હું પુરૂષોની સ્વાર્થપ્રિયતાનું જ્ઞાન મેળવી શકી છું. જ્યાં સૂધી હિંદુ સ્ત્રીઓ સ્વાર્થી પુરૂષો સ્હામે બળવો નહિ ઉઠાવે ત્યાં સૂધી તેઓ સુખી થઇ શકે તેમ નથી." ઇંદિરાએ ઉચ્છૃંખલ વિચારોની પરિસીમા દર્શાવી. પછી વાત ઉલટાવતાં તેણે કહ્યું, "રંભા બ્હેન! આજે તમે ઉદાસ કેમ દેખાઓ

છો ? સ્ત્રી જાતિ સ્ત્રી જાતિના હૃદયને સહેલાઈથી સમજી શકે છે એ સૂત્રનો અસ્વીકાર તમારાથી નહિજ કરી શકાય."

"ખરૂં છે, એ વાત ગુપ્ત રાખવા જેવી છે."

મ્હારા ઉપર જો વિશ્વાસ મૂકશો તો હું તમારી ઉદાસીનતા દૂર કરવાનો યથાશક્તિ પ્રયત્ન કરીશ " ઇંદિરાએ કહ્યું

પછી તે દિવસે જે કાંઈ બન્યુ હતું તે રંભાએ ઇંદિરાને કહી સંભળાવ્યું. પાર્વતીશંકર સંબધીની સઘળી હકીકત સાંભળી ઇંદિરાએ કહ્યું, "એથી ઉદાસ થવાની શી જરૂર છે ? હું જાણું છું કે, તમારા પતિ શ્રીમંત હોવા છતાં પ્રૌઢાવસ્થા પસાર કરી ગયેલા હોવાથી કોઇ પણ રીતે તમને સુખી કરી શકે તેમ નથી. મ્હારી માન્યતા પ્રમાણે તો પ્રૌઢ પુરૂષે ન્હાની ઉમ્મરની કન્યા સાથે લગ્ન કરવું એ એક અક્ષમ્ય અપરાધ કરવા જેવું છે. તમારૂં ચિત્ત વિચળિત બને એમાં તમારો કાંઇ દોષ નથી. પાર્વતીશંકરે તમારી ઇચ્છાને અમાન્ય કરી જાણી જોઇ પોતાના હિતને નુકસાન કર્યું છે. તમારે પણ હવે એનો વિચાર કરવો ઉચિત નથી. તમારે માટે મ્હેં એક સુંદર નટવર નાગર પસંદ કરી રાખ્યો છે."

ઇન્દિરાના છેલ્લા શબ્દો સાંભળી રંભા આશ્ચર્યચકિત બની ગઈ, ઇંદિરા કહેવા લાગી, " તમારા જેવી પ્રતિષ્ઠાસંપન્ન પ્રેમદાએ હરેક કાર્ય સાવધાનતાથી કરવું જોઇએ. મદનચંદ્ર નામનો એક તરૂણ હરિપ્રસાદ શેઠની ઑફિસમાં મેનેજરનું કામ કરતો હોવાથી તમે તેને ઓળખતાં તો હશો !"

" હા, ઓળખું છું."

"તેની ઉગતી જુવાનીના ભણકાર તમારા અંતરમાં કોઈ વખતે અથડાય છે કે?" વાચાળ ઇંદિરાએ પ્રશ્ન કર્યો.

આવા વ્યંગાત્મક પ્રશ્નથી રંભાએ હસી પડી કહ્યું, "ના, એની સાથે મ્હારો વિશેષ પરિચય નથી."

"પાર્વતીશંકર કરતાં મદનચંદ્ર કોઇ પણ રીતે ઉતરતો છે કે? શેઠની તેના ઉપર ઘણી કૃપા છે. એ મદનચંદ્રના મનમાં તમારી મોહિની લાગી રહી છે. યુક્તિ-પ્રયુક્તિથી હું એના અંતરને કળી શકી છું. જો તમારી અનુમતિ મળે તો તમો કહો તે દિવસે હું એને અત્રે તેડાવી શકું તેમ છું." ઇંદિરાએ પોતાના સ્વાર્થની વાત કરી."

"પરંતુ એ વાત કોઇના જાણવામાં આવે તો?" રંભાએ ભયસૂચક પ્રશ્ન કર્યો.

"એ માટે તમે નિર્ભય રહો. તમારો બન્નેનો ગુપ્ત સંબંધ કોઇ જાણી ન શકે એવો બંદોબસ્ત હું કરીશ. હું કાંઇ કાચી નથી સમજ્યાં? પરંતુ કામ થયા પછી મ્હને ભુલી ન જતાં. તમારા જેવાં ધનાઢ્ય શેઠાણી પાસે હું મ્હોટા ઇનામની આશા રાખું તો તે કાંઇ ખોટું ન ગણાય." ઇંદિરાએ સ્વાર્થ સૂચવ્યો.

"હું તમને હરેક રીતે સંતુષ્ટ કરીશ. આવતા રવિવારે બપોરે બે વાગ્યે તમે મદનચંદ્રને અત્રે આવવાની ખબર આપજો. હું પણ એ વખતે અત્રે આવીશ."

આ યોજના નક્કી થયા પછી સંધ્યાકાળ થવા આવેલો હોવાથી રંભાએ ઇંદિરા પાસેથી વિદાય લીધી. રંભા ઇંદિરાની ગાડીમાં બેસી પોતાના બંગલા તરફ જવા લાગી.

( ૭ )

વિના વિલંબે રવિવારનો દિવસ આવ્યો. ઇંદિરાએ મદન-ચંદ્રને છુપી રીતે ખબર પહોંચાડેલી હોવાથી તે બપોરના એક વાગ્યાનો ઇંદિરાને ઘેર આવી બીજે માળે વિચારમગ્ન ચિત્તે બેઠો હતો. મદનચંદ્રની ઉમ્મર ત્રીસેક વર્ષની હોઇ તે એક ખૂબ-સુરત જુવાન હતો. કાર્ય પ્રસંગે તેને શેઠને બંગલે જવું પડતું હતું તથા શેઠ જૂના વિચારો તરફ તિરસ્કાર ધરાવતા હોવાથી રંભાની હાજરીમાં પણ અમુક પ્રસંગોએ મદનચંદ્રની શેઠ સાથે મુલાકાત થયેલી હતી. રંભાના રૂપ સૌંદર્યે મદનચંદ્રના ચંચળ ચિત્તને ચગડોળે ચઢાવેલું હોવાથી તેણે કોઇ પણ રીતે રંભાના રૂપામૃતનું પાન કરવાનો નિશ્ચય કર્યો હતો. રંભાનો ઇંદિરા સાથે પરિચય હોઇ એ વાત મદનચંદ્રના જાણવામાં આવી એટલે તેણે અર્થ બળથી ઇંદિરાને વશ કરી તથા તેની માર્ફત પોતાનો નિશ્ચય સફળ કરવાનો પ્રયત્ન કર્યો. એ પ્રયત્નમાં તેને કેવી રીતે સફળતા મળી એ વાંચકો જાણે છે.

મદનચંદ્ર એક આરામ ખુરસીમાં આડો પડી એ સ્થળનો દેખાવ જોયા કરતો હતો. જે ખંડમાં તે બેઠો હતો એ ખંડ વિશાળ હોઈ એક ખુણામાં એક છત્ર પલંગ હતો.પલંગની શય્યા પણ મનોહર હતી. પલંગ ઉપર મચ્છરદાની નાખવામાં આવેલી હતી તથા દિવાલ ઉપર મનુષ્યનું લગભગ અડધું અંગ જોઈ શકાય એવો એક આયનો તેમજ રતિરસોત્પાદક ચિત્રો ટાંગવામાં આવ્યાં હતાં. ત્યાં એક સોફા પણ પડેલો હતો.

વચ્ચે વચ્ચે અધીર ચિત્તે મદનચંદ્ર ઘડીઆળ જોતો હતો.

બરાબર સવા બે વાગ્યે ઇંદિરા રંભાને સાથે લઇ ઉપર આવી તથા તે ત્યાં નહિ રોકાતાં જલ્દી નીચે ચાલી ગઈ. મદનચંદ્રે ખુરસી ઉપરથી ઉઠી રંભા તરફ અગ્રેસર થઈ કહ્યું, " આજે હું મ્હારા જીવનને ધન્ય થયેલું સમજું છું. આજના તમારા દર્શનથી મ્હને જે આનંદ થયો છે, તેનું વર્ણન નિર્જીવ શબ્દોથી હું કરી શકું તેમ નથી. "

આ વાકયોના ઉત્તરમાં રંભા કાંઇ બોલી નહિ. મદનચંદ્રે કહ્યું, " મ્હને અત્રે આવેલો જોઇને તમે નારાજ તો નથી થયાં ને ? "

રંભાએ કહ્યું, " જો તમને એકાંતમાં મળવાની તીવ્ર ઇચ્છા મ્હારા અંતરમાં ઉપજી ન હોત તો હું અત્રે આવત નહિ. "

મદનચંદ્રે કહ્યું, " પરંતુ ઇંદિરાબાઇ અહીં વાત પણ કરવા નહિ ઉભાં રહેતાં નીચે કેમ ચાલ્યાં ગયાં ? "

" આપણને એકાંત આપવા માટેજ તેઓ ચાલ્યાં ગયાં છે. " રંભાએ કહ્યું.

" ખરૂં છે, સ્ત્રી જાતિ અતિ ચતુર હોય છે. પ્રેમ કોને કહે છે એ તે સમજે છે. પ્રેમિકજનો એકાંતમાં એકત્ર રહેવાને ઇચ્છે છે. મ્હારા ઉપર તમે સંપુર્ણ વિશ્વાસ રાખજો. આપણો આ ગુપ્ત સબંધ ઇંદિરા ઉપરાંત બીજું કોઇ નહિજ જાણી શકે. " આમ કહી રંભાના કંઠમાં વળગી પડી મદનચંદ્રે તેને ગાઢ આલિંગન કરી તેના અધરોષ્ઠ ઉપર ઘણાં ચુંબન કર્યાં. રંભાના કંપિત હૃદયસાગરમાં અપૂર્વ આનંદ અપરિમેય સુખ અને અનનુભુત પ્રેમ પ્રમોદના તરંગ ઉછળવા લાગ્યા. બન્ને

જણાં નજીક પડેલા સોફા ઉપર એકબીજાને અઢેલીને બેઠાં. મદનચંદ્રની પ્રેમચેષ્ટાથી રંભાનો ચોટલો છુટી ગયો.

* * * *

પાપી પ્રતિમા રંભા અને વિષયલંપટ નમકહરામ મદનચંદ્રના પાપ પ્રસંગ ઉપર અમે અત્રે પર્દો નાખવો ઉચિત ધારીએ છીએ અને ટૂંકમાં એટલું જ કે એ દુર્ભાગી દિવસથી બન્ને વચ્ચે વ્યભિચાર ચાલૂ થયો.

ચાર વાગ્યે રંભા અને ઇંદિરાની રજા લઈ મદનચંદ્ર ચાલ્યો ગયો. રંભા પહેલા માળે બેઠકખાનામાં બેસી ઇંદિરા સાથે વાતચિત કરવા લાગી. વાતચિતમાં પાએક કલાક પસાર થયો હતો એવામાં કોઇ દાદર ચઢી ઉપર આવતા માણસનાં પગલાંનો અવાજ સંભળાયો. રંભા નજીકમાં છુપાઇ જવા જેટલો અવકાશ મેળવી શકી નહિ. વિના વિલંબે પીસ્તાળીસેક વર્ષનો એક વેપારી જેવો દેખાતો પુરૂષ ઉપર આવ્યો. રંભા તેને જોઇ આશ્ચર્યચકિત તથા ભયભીત બની ગઇ તથા રંભાના દર્શનથી એ આગંતુકના આશ્ચર્યનો પણ પાર રહ્યો નહિ !

## (૮)

ઇંદિરાને ત્યાં જે પુરૂષ આવ્યો હતો તથા જેને ત્યાં ઉપસ્થિત થયેલો જોઇ રંભા વિસ્મિત બની ગઇ હતી, તે પુરૂષનું નામ નવલશા નાણાવટી હતું. જેવી રીતે તેની અવટંક નાણાવટીની હતી તેવી જ રીતે પાસે પુષ્કળ સંપત્તિ હતી. અમદાવાદના અગ્રગણ્ય ગણાતા લક્ષ્મીસંપન્ન સંભાવિત ગૃહસ્થોમાંનો તે એક

હતો. શેરબજાર, રૂબજાર, ચાંદી બજાર, સોના બજાર, એરંડા બજાર ઉપરાંત બેંકીંગ સંબંધીનો પણ તેનો વેપાર હતો. લક્ષ્મી લક્ષ્મીને ખેંચી લાવે છે, એ નિયમ નવલશા નાણાંવટી માટે સાચો ઠર્યો હતો. આ કથાનકના આરંભ પ્રસંગે નવલશાની ઉમ્મર બેતાળીસેક વર્ષની હોવા છતાં તે પ્રત્યેક શીયાળામાં શક્તિવર્ધક ભસ્માદિનું સેવન કરતો હોવાથી તેમજ પૌષ્ટિક ખાનપાનનો ઉપયોગ કરતો હોવાથી હજી સૂધી તેના દૈહિક સ્વાસ્થ્યનો ભંગ થયો નહોતો. તેનો સ્વભાવ પ્રથમથીજ લેહેરી હતો અંગ્રેજ તથા સંસ્કૃત કવિઓએ કહ્યું છે, કે વિચ્છેદ અગર વિરહ પ્રેમને ગંભીર બનાવે છે. આ કથનમાં કાંઇ સત્યતા જેવું હોય તો નવલશાનો દાંપત્ય પ્રેમ એક અગાધ સમુદ્ર જેવો અસીમ હતો, એમજ અમારે કહેવું જોઇએ, કેમ કે એ સમુદ્રમાં વિચ્છેદરૂપી કલહનો વડવાનળ સળગતો હતો. દરરોજ રાતના વખતે સુરા સિંચનથી તે એ અગ્નિને બુઝાવી નાખવાનો પ્રયત્ન કરતો હતો.

સ્રીની સાથે બનતું નહિ હોવાથી નવલશા ઈન્દિરાની મદદથી પ્રસંગાનુસાર નવીન પુષ્પના અમૃતનું પાન કરતા હતા અને તેથી તેમના હૃદયની દારૂણ પિપાસા અમુક વખત માટે શાન્ત થતી હતી. સ્વામીના એ રોગને દિવસે દિવસે અસાધ્ય થતો જોઇને અર્ધાંગનાએ પણ પોતાની ઈચ્છાનુસાર વર્તવા માંડ્યું હતું.

આ ઉપરથી જો નવલશાને રમણીભક્ત કિંવા સૌંદર્યોપાસક પુરૂષ સમજવામાં આવે તો એ ભયંકર ભ્રમ કરવા જેવું લેખાય. ખરી રીતે જોવા જતાં સ્રી જાતિ માટે તેના અંતરમાં સહજ પણ શ્રદ્ધા ન હોતી. કોઇ કોઈ વખતે તે એમ કહેતો

હતો કે, સ્રીઓના મનની ગતિ સર્પની માફક વાંકી છે, તેમનું દર્શન વીંછીના જેવું તીવ્ર છે, બીચારા રાવણનો એક સ્રીને લીધેજ વંશસહ વિનાશ *થયો ! ખરી રીતે જોવા જતાં આખા મહાભારતમાં દ્રૌપદીના ક્રોધનોજ અગ્નિ સળગે છે. કેવળ એક રમણીને લીધે જ આખા ટ્રૉય રાજ્યનો નાશ થયો હતો.

સહધર્મિણી સાથે નવલશાને હમ્મેશાનો કલહ જોઇને તેના એક સ્નેહીએ તેને બીજી સ્ત્રી પરણવા સૂચવ્યું હતું, પરંતુ નવલશાહે તેને એવો ઉત્તર આપ્યો હતો કે, ' ડાહ્યા પુરૂષે સ્રીને કદાપિ અર્ધાંગના બનાવવી જોઈએ નહિ. સંસારમાં સ્રી જેવો પુરૂષનો એકકે કટ્ટો દુશ્મન નથી. પુરૂષે રસિકતાનાં વાગ્બાણોથી સ્રી જાતિને હમ્મેશાં વીંધી નાખવી જોઇએ. '

ઈન્દિરા સાથે દોઢેક વર્ષથી નવલશાને પરિચય થયો હતો. તથા નવલશા મરજી પડે તે વખતે ઇન્દિરાને ત્યાં જઇ બે ઘડી મોજ ઉડાવી આવતો હતો ! હવે ઇન્દિરા સાથે નવલશાનો પ્રથમ પરિચય કેવી રીતે થયો હતો, એ જણાવવામાં આવતાં વાચકો તેમના ઉભયના ચિત્ર ચારિત્ર્યને સારી રીતે સમજી શકે તેમ હોવાથી પ્રથમ હવે એ વિષયનું વર્ણન કરી વાર્તા પ્રવાહમાં આગળ વધીશું.

અમદાવાદમાં એક પ્રતિષ્ઠિત ગણાતી મ્હોટી પોળમાં દીવાળી નામની એક સાઠેક વર્ષની ઉમ્મરની ડોશી રહેતી હતી. એ ડોશી જે ઘરમાં રહેતી હતી તે તેની પોતાની માલકીનું હોઈ બે એક હજાર રૂપિયાનાં શેરનાં કાગળીઆં પણ તેની પાસે હતાં. એ વિધવા ડોશીને અઢારેક વર્ષની એક યશોમતી નામની કન્યા હતી. તથા એ કન્યાને તેની પંદર વર્ષની ઉમ્મરે એક સુશિક્ષિત

યુવક સાથે પરણાવવામાં આવી હતી. યશોમતીનો સ્વામી ઈન્જીની-અરીંગની પરીક્ષામાં પસાર થયેલો હોઈ મુંબાઈમાં તેને અઢીસો રૂપિયાનો માસિક પગાર મળતો હતો. દીવાળી ડોશીએ યશોમતીને ઘણા લાડકોડમાં ઉછારેલી હોવાથી તે બહુબોલી, ક્રોધી અને ઈર્ષ્યાળુ સ્વભાવની થઈ હતી. પતિ પોતાનો ગુલામ થઈ રહે એવીજ તેના મનની મહત્વાકાંક્ષા હતી. તેનામાં પુરૂષોચિત સ્વાધીનતાનો ભાવ ઉત્પન્ન થયેલો હતો. તે વારંવાર તેના પતિ કાન્તિપ્રસાદ સાથે કલહ કરતી હતી. કાન્તિપ્રસાદ પત્નીની હરેક ઈચ્છાને સંતોષતો હોવા છતાં દિવસે દિવસે યશોમતીનું આધિપત્ય વધતું જતું હતું. પતિ ઉપર પ્રભુતા સ્થાપવાનો તેનો પ્રયત્ન ચાલુ હતો. અત્રે ન્યાયદષ્ટિથી અમારે કહેવું જોઇએ કે, યશોમતી રતિશાસ્ત્રમાં જેને પદ્મિની તરીકે ઓળખવામાં આવે છે એવી કાંઇ ખુબસૂરત ન હોતી. તેનું શરીર અત્યંત સ્થૂળ હતું. માથા ઉપરના વાળ એટલા બધા ટુંકા હતા કે તેને કેશકલાપનું આકર્ષણ કાયમ રાખવા બનાવટી કેશકલાપનો ઉપયોગ કરવો પડતો હતો. તે કેવળ ત્રણ ચાર ચોપડી ભણેલી હોવા છતાં મ્હોટી પંડિતા અગર વિદુષી હોય એવો દંભ કરતી હતી. નાટકો જોવાનો અને વાર્તાઓ વાંચવાનો તેને ઘણો નાદ લાગ્યો હતો. કપડાં લત્તાં પાછળ પણ તે તેના પતિને પુષ્કળ ખરચ કરાવતી હતી. તેનું ગોળ મુખ દડા જેવું લાગતું હતું. તેનો કંઠસ્વર મધુરતા વિનાનો શુષ્ક હતો. સ્વાભાવિક રીતે ક્રોધી અને ઈર્ષ્યાખોર માણસોના કંઠસ્વરમાં મધુરતા હોતીજ નથી. કાન્તિપ્રસાદ બનતા સુધી હરેક રીતે પત્નીને રાજી રાખવાનો પ્રયત્ન કરતો હોવા છતાં

તે સંસારમાં સુખ કિંવા શાન્તિ અનુભવી શકતો ન હોતો. બબ્બે મહિને પતિને રખડતો રઝળતે રાખી યશોમતી પિયર ચાલી આવતી અને કાન્તિપ્રસાદ જ્યારે એક બે ધક્કા ખાતો ત્યારેજ તે પાછી મુંબાઈ જતી હતી. આવી સ્થિતિમાં કાન્તિપ્રસાદને કેટલા બધા ખર્ચમાં ઉતરવું પડતું હશે એ અનુભવી સિવાય બીજું કોઇ જાણી શકે તેમ નથી.

બે વર્ષ કાન્તિપ્રસાદે આવી દુઃખદ હાલતમાં પસાર કર્યાં. પછી તો પત્નીનું વર્તન તેને માટે અસહ્ય થઇ પડ્યું. તે ઉદીચ્ય જ્ઞાતિનો હોવાથી તેની ન્યાતમાં એક સ્ત્રીની હયાતીમાં બીજી લાવી શકાય એવો રીવાજ હતો. તે ઉપરાંત બીજી વખત લગ્ન કરવાથી તેને આર્થિક લાભ થવાનો પણ સંભવ હતો.

અંતે કાન્તિપ્રસાદનાં મા બાપોએ બીજી એક કન્યા સાથે પુત્રનો વિવાહ નક્કી કર્યો. એ પ્રસંગે યશોમતી પોતાની માતા પાસે હતી. જ્યારે એ વાત તેના જાણવામાં આવી ત્યારે યશોમતીએ કદાપિ સાસરે નહિ જવાની પ્રતિજ્ઞા કરી. તે પતિની સત્તા નીચે રહી શકતી ન હોતી તો પછી સોકયના સહવાસમાં કેવી રીતે રહી શકે ? તેના ક્રોધનો પાર રહ્યો નહિ. પુરૂષ જાતિ ઉપર બેવફાઇનો આરોપ મૂકી તે તેના પતિની પુષ્કળ નિંદા કરવા લાગી. તેની જમાનાની ખાધેલી માતાએ પણ પુત્રીની હામાં હા ભણવા માંડી. તે એમ ધારતી હતી કે, તેને પુત્ર સંતાન નહિ હોવાથી ભવિષ્યમાં તેની મિલકત જમાઇને મળે તેમ છે; પરંતુ એ જમાઇ જ્યારે પુત્રીનું અહિત કરવા તત્પર થયો છે, ત્યારે પછી તેના નામે ન્હાઇ નાખવું એજ ઉત્તમ છે ! તે વચ્ચે વચ્ચે

યશોમતીને એમ કહેતી હતી કે, "બ્હેન! ત્હારે શા માટે ફિકર કરવી જોઈએ? આપણી પાસે જે કાંઇ જુવારો છે તે ત્હારી એકલીને માટે પૂરતો છે. ન્હ રો જમાઇ ત્હારા ઉપર સોકય લાવે અને મ્હારી મિલકત વાપરે, એ તો હું જોઇ શકું તેમ નથી. ત્હારે ભવિષ્યમાં એની પાસે માથું નમાવવુ પડે તેમ નથી. મ્હારી પાસે રહી તું ખાઇ પીને મૌજ કર. તને દુ:ખ શું છે? પથરા અને કેલિકોના જે શેર આપણી પાસે છે, તેના વ્યાજમાંથીજ આપણું ખરચ ચાલી શકે તેમ છે." આવો ઉપદેશ આપી દીવાળી ડોશી કન્યાના ઉદ્ધત વર્તનને નિરંતર ઉત્તેજન આપતી હતી. તે જાણતી ન હોતી કે પોતે પુત્રીના મન ઉપર ઉપદેશનું નહિ પણ વિષનું સિંચન કરતી હતી. પુત્રી એ પારકું ધન છે એ સનાતન સત્ય સિધ્ધાંતનો તે સાફ અસ્વીકાર કરતી હતી.

બીજી તરફથી કાન્તિપ્રસાદનું બીજી વખતનું લગ્ન થઇ ગયું. કોમના રીવાજ પ્રમાણે એ પ્રસંગે પણ તેને સારી પહેરામણી મળી. કાન્તિપ્રસાદનાં સદ્‌ભાગ્યે તેની આ બીજી પત્ની સુશીલ અને વિનયી હતી. તેની ઉમ્મર પંદરેક વર્ષની હોઇ ઘરના કામકાજમાં પણ તે ચાલાક હતી. પરણીને સાસરે ગયા પછી તે પતિ સાથે મુંબાઈ જઇ રહી. દંપતિના દિવસો સુખમાં પસાર થવા લાગ્યા. વર્ષ પછી એ નવી પત્નીએ એક પુત્રને જન્મ આપ્યો.

આ તરફ દિવસો વીતવા લાગ્યા તેમ તેમ યશોમતીનો સ્વચ્છંદાચાર વધવા લાગ્યો. ધર્મ, નીતિ વગેરે તેને મન વૃથા લાગતું હતું. રંગરાગ ઉડાવવા માટે સ્વતંત્ર પ્રેમ પંખિણી તરીકે તે વ્યાકુળ રહેતી હતી. વળી જ્યાં છિદ્ર હોય છે ત્યાં છિદ્રશોધકની

દૃષ્ટિ વિના વિલંબે આકર્ષાય છે. નવલશા શેઠ યશોમતીની પાડોશમાંજ રહેતો હતો. યશોમતીના ઓટલા ઉપર રાતના વખતે જમી પરવારી તે બેસવા જતો. એ વખતે મગજમાં થોડો ગુલાબી નશો ચઢનો હોવાથી તે યશોમતી પોતાના તરફ આકર્ષાય એવી રસિક વાતચિત કરવા પણ ચુકતો નહિ. ' આજે તો એક મોતીની સુંદર માળા ખરીદી છે. ' 'સોનાનું બજાર નરમ હોવાથી આજે સો તોલા સોનું ખરીદયું છે. એવી એવી ઘણી વાતો તે કરતો આ વાતો સાંભળી યશોમતિનુ લોભી મન ચંચળ બની જતું હતું. એક તરફથી યશોમતી જેવી કામિની કાંચનના લોભને વશ થતી હતી, ત્યારે બીજી તરફથી કંચનાધિપતિ નવલશા કામિનીને વશ થતો હતો. બન્ને વચ્ચે અનર્થનું મૂળ પૈસો જ હતો. બન્નેની સ્થિતિ જો કંગાલ હોત તો તેમના વચ્ચે આવું આકર્ષણ ઉત્પન્ન નજ થાત. એક શાયરે ખરૂં જ કહ્યું છે કે,

હવસકા દામ હય, ઇમાનકા આઝાર હય પયસા,
રગે સબ્રો બિરદકે વાસ્તે તલવાર હય પયસા.
ખુશામદ હય, ગરજ હય, દુશ્મની હય પ્યાર હય પયસા,
ખુદાકોભી ભુલાદે, વ્હો ખુદાઇ ખ્વાર હય પયસા!
ઇસીસે સબ બખેરે હયેં, ઇસીસે શોર હય, શર હય,
જિસે કહતા હય જર આલમ, વહી હર ઝગરેકા ઘર હય!

દીવાળી ડોશી મનમાં બધું દીવા જેવું સાફ સમજતી હોવા છતાં તે જાણી જોઇ આંખ આડા કાન કરતી હતી. યશોમતી અને નવલશા વચ્ચે જ્યારે કાંઈ રસિક વાત ચાલૂ થતી ત્યારે તે જાણી

જોઇ ઘરમાં જતી રહેતી હતી. આવા વ્યવહારનું પરિણામ કેવું ભયંકર આવે એ પાઠક પાઠિકાઓ સહેલાઇથી સમજી શકે તેમ છે. આમ છતાં યશોમતી ધૂર્ત હતી. નવલશાની પાસેથી અમુક રકમ મેળવ્યા પછી જ તે તેના હવસને સંતોષવાનો નિશ્ચય કરી બેઠી હતી. પુરૂષ જાતિના વચન ઉપર તે કોઈ પણ રીતે વિશ્વાસ મૂકવા તૈયાર ન હોતી.

એવામાં નવલશાહે કુટુંબસહિત નાશિકની યાત્રાએ જવાની વ્યવસ્થા કરી. દીવાળી ડોશી પણ કન્યાને લઇ તેમની સાથે યાત્રા નિમિત્તે નાશિક જવા તૈયાર થઇ. અંતે નાશિક જેવાં તીર્થધામમાં યશોમતી અને નવલશાનો ગુપ્ત સંબંધ બંધાયો. ધૂર્ત યશોમતીએ નવલશાનો હવસ સંતુષ્ટ કરતાં પહેલાં લગભગ પાંચસો રૂપિયાની માલમત્તા કબ્જે કરી લીધી. તે સાથે માતા પુત્રીના પ્રવાસનું સઘળ ખરચ નવલશાને ઉપાડી લેવું પડ્યું.

પંદર વીસ દિવસ પછી બધાં પાછાં અમદાવાદ આવ્યાં. આંડારાપાડોશમાં રહેતાં માણસોને યશોમતી અને નવલશા માટે સંદેહ ઉપજ્યો હતો; પરંતુ નવલશા લક્ષ્મીસંપન્ન હોવાથી કોઈ અંતરની વાત મુખેથી ઉચ્ચારવાની હિમ્મત કરી શકતું ન હોતું. કાંચનમાં સકળ ગુણનો સમાવેશ થયેલો છે એવું જે કહેવામાં આવે છે તે અમુક અંશે તો ખરૂં જ છે. અમદાવાદ આવ્યા પછી નવલશાએ મિસ ઇંદિરાનો પરિચય કરી તેને ત્યાંજ યશોમતી સાથે રંગરાગ ઉડાવવાની વ્યવસ્થા કરી. એ વ્યવસ્થા કરી આપવા બદલ ઇન્દિરાને નવલશા તરફથી સારી રકમ મળતી હતી. વળી નવલશાના સ્વભાવ ગુણનું અમે ઉપર વર્ણન કરી ચુક્યા છીએ.

તેનો સ્વભાવ એક જ પુષ્પના પરાગને સુંઘી સંતુષ્ટ થાય એમ નહોતો. નર્સ ઇન્દિરા તેને માટે નવી રસિકાઓ મેળવી આપી એ માર્ગેથી પણ તેની પાસેથી પૈસા પડાવતી હતી. યશોમતીએ નર્સ ઇન્દિરાને ત્યાં જવા માંડયું એટલે તેના અધઃપતનનો માર્ગ સર્વાંશે ખુલ્લો થઇ ગયો. તે એ સ્થળે જૂદા જૂદા વિષયલંપટ કામલોલુપ નરપશુઓના પરિચયમાં જેમ જેમ આવવા લાગી તેમ તેમ અધમતાની ઉંડી ગર્તામાં વિશેષ નીચે ઉતરવા લાગી. ખરૂં કહીએ તો તે ઇન્દિરાને ઘેર પોતાના દેહની દુકાન માંડીને બેઠી. ઇન્દિરાને ત્યાં આવતી જતી ઘણી દુરાચારી સ્ત્રીઓ સાથે તેની ઓળખાણ થઇ. પછીથી યશોમતીનું અધઃપતન કેટલી સીમા સુધી થયું તે હવે પછી દર્શાવવાનું હોવાથી આપણે કથા-પ્રવાહના બંધ રહેલા ભાગને આગળ લંબાવીશું.

વેપાર ધંધાને અંગે કોઇ કોઇ વખતે નવલશા હરિપ્રસાદને ત્યાં જતો આવતો હતો. હરિપ્રસાદનું કુટુંબ સુધારક હોવાથી સ્ત્રીઓ પરપુરૂષનો પર્દો રાખતી નહિ. નવલશા રંભાને ઓળખતો હતો, અને તેથીજ હરિપ્રસાદ જેવા અગ્રગણ્ય પૂરૂષની પત્ની રંભાને નર્સ ઇન્દિરાને ત્યાં જોઇ તે પણ પ્રથમ તો આશ્ચર્ય-ચકિત બની ગયો હતો

(૯)

નર્સ ઇન્દિરા ઘણી પહોંચેલી હતી. પોતાનો સ્વાર્થ સાધવા ગમે એવું નીચ કાર્ય કરતાં તે સંકોચાય તેમ નહોતી. વર મરો કે કન્યા મરો પણ ગોરનું તરભાણું ભરો એ નિયમ પ્રમાણે કોઇનું ગમે તે અનિષ્ટ કરવાથી જો પોતાને પૈસાની પ્રાપ્તિ થાય તેમ હોય

તો તે કરવા ચુકતી નહિ. તેણે રંભા અને મદનચંદ્ર માટે જે યોજના કરી રાખી હતી તે નવલશાને ગુપ્ત રીતે અગાઉથી જણાવી હતી તથા ઘટના સ્થળે યથાપ્રસંગે ઉપસ્થિત થવાની નવલશાને સૂચના પણ આપી હતી. એક કાંકરે તે ત્રણ પક્ષી મારવાનો નિશ્ચય કરી બેઠી હતી. મદનચંદ્ર અને રંભાને પોતાની માયા જાળમાં સપડાવી તેમનો પાપાચાર નવલશાને બતાવવાથી રંભાને મરજીથી કે નામરજીથી પોતાનું પાપ છુપાવવા નવલશાની વૃત્તિને વશ થવું પડશે અને તેથી નવલશા તરફથી પણ પોતાને સારૂં ઇનામ મળશે એવી તેની ખાત્રી હતી

નવલશા ઇન્દિરાની પાસે પડેલી એક ખુરશી ઉપર બેઠે. પ્રથમ બે મિનીટ સુધી ઇંદિરા, રંભા કે નવલશામાંથી કોઈ કંઈ બોલ્યું નહિ. પછી મૌનનો ભંગ કરી ઇન્દિરાએ નવલશા તરફ ભેદક દૃષ્ટિથી જોઈ કહ્યું, “શેઠ! આજે એકાએક આપ કયાંથી ભૂલા પડયા ?!”

આ પ્રશ્નના ઉત્તરમાં નવલશાએ મૃદુ હાસ્ય કરી કહ્યું, “ઇંદિરાબાઈ ! અમારા જેવા શોખીન પુરૂષ જ્યારે નવીન રસિક ફળીનો આસ્વાદ લેવા ઈચ્છે ત્યારે તમારા જેવા કમીશન એજંટનો આશ્રય સ્વીકારે છે !”

જો ઇંદિરાનું ચારિત્ર્ય નિર્મળ હોત તો નવલશાના આ શબ્દોથી તેને પોતાનું અપમાન થયું લાગત; પરંતુ ચોર માણસને ચોર કહેવામાં આવે તો તે શામાટે અપમાન લગાડે ! ઇંદિરાએ નવલશાના આ શબ્દો સાંભળી કૃત્રિમ રોષ દર્શાવતાં કહ્યું, મ્હારા જેવી એક સામાન્ય સ્ત્રી માટે આપ આવા શબ્દો ઉચ્ચારો

એ ઠીક નથી. આપ બેસો. હું આપને માટે ન્હાનો બંદોબસ્ત કરી આવું."

આમ કહી ઈરાદાપૂર્વક ઇંદિરા ત્યાંથી ખસી ગઇ. રંભા અત્યારસૂધી મૌન ધારણ કરી બેસી રહી હતી. થોડા સમય પૂર્વે તેણે જે વર્તન ચલાવ્યું હતું તેનાં કેટલાંક ચિહ્નો હજી સૂધી તેની દેહલતા ઉપર કાયમ હતાં. તેનું શરીર પસીનાથી ભીંજાઇ ગયું હતું. તેનો પ્રથમનો સુવ્યસ્થિત કૃષ્ણકેશકલાપ. અવ્યવસ્થિત તથા શિથિલ થઈ ગયો હતો. તેના અધરોષ્ઠ અને ગાલ ઉપર રતિશાસ્ત્રમાં સૂચવેલાં દંતચિહ્ન દેખાતાં હતાં. તેની ચંચળ દૃષ્ટિશકિતમાં અલસભાવ દેખાઇ આવતો હતો. તેણે પહેરેલી કોરી સાડી સહજ ચુંથાઇ ગયેલી જોવામાં આવતી હતી. હજી પણ થોડા વખતને અંતરે તે શ્વાસ લેતી હતી.

ઇંદિરાના એ સ્થળેથી ચાલ્યા ગયા પછી નવલશાએ રંભા તરફ જોઈ કહ્યું, " રંભાદેવિ ! આ સ્થળે મ્હને જોઇ તમારે ગભરાવાની કે ભયભીત બની જવાની જરૂર નથી અહી મ્હારા તમારા જેવાં જે સઘળાં સ્ત્રી પુરૂષો આવે છે તેમનો હેતુ એકજ હોવા છતાં સહુ એકબી નંની ગુપ્ત વાર્ત્તા જરૂર છુપાવી રાખે છે. કેમકે અહીં જે ક્રિયા ચાલે છે, તેને જો પાપ સમજવામાં આવે તો આવતાં બધાં માણસો એ પાપમાં પડેલાં છે, એમ જ કહી શકાય તથા પોતાનું પાપ ખુલ્લું થઇ જવાના ભયથીજ સહુ એક બીજાંના પાપ તરફ જાણી જોઈ આંખ આડા કાન કરે છે."

આટલું કહી રંભા શો ઉત્તર આપે છે એ જાણવાની ઇચ્છાથી નવલશા ચુપ રહ્યો. રંભાએ તેનાં ઉપરોક્ત વાકયોના ઉત્તરમાં કાંઈ

કહ્યું નહિ. નવલશાએ તેને ચુપ રહેલી જોઇ કહ્યું. " રંભાદેવિ ! આપણા આવા આકસ્મિક મિલનથી મ્હને જે આનંદ થયો છે તેનું વર્ણન હું કરી શકું તેમ નથી. મ્હારા તરફથી તમારી કોઇ પણ ગુપ્ત વાતનો કદાપિ સ્ફોટ થાય તેમ નથી તમારૂં આ પ્રખર રૂપસૌંદર્ય મેનકા અને ઉર્વશીના રૂપસૌન્દર્યને ઝાંખું પાડે એવું છે

અમૃત ભર્યું આ અધરમાં, વચને રહ્યું અમૃત ઝરી,
અમૃત ધર્યું સ્તન અન્તરે, વળી દૃષ્ટિ પણ અમૃત ભરી.
આલિંગશે જે ભુજ ભરી આ અનુપ અમૃત વેલડી,
તે માનવી વર અમરને પછી મરણ ચિંતા શી પડી ?
સુંદર રસિલા અધરથી વહેતી વિચારી સરસ્વતી,
આ કર્ણના મણિકુંડળે, શોભા અનુપમ છાજતી.
શિરવેણી અમૃત તુલ્ય રંભા, ઉપમા નહિ બીજી મળે,
આલિંગતાં મનમોહનાને, કષ્ટ સહુ તનનાં ટળે.
ક્ષણમાં ભમર ધનુષ્યે કરી, નિજ દૃષ્ટિના સંધાનને,
વીંધી હૃદય વિદારતી, વિરહી જનોના જાનને.
ક્ષણમાં રસિકા લાજતી, દૃષ્ટિ અધો મુખી કરી,
લજ્જા અને વળી લલિત ભાવે મૂર્તિ મોહનની ધરી.
ક્ષણમાં રીસાતી છબિલીએ, પિયુસ્પર્શ કરતાં અંગને,
ક્ષણમાં ચહે આશક સમાગમ, હૃદય ધરી આનંદને.
કરે કામ ચેષ્ટા એ ચતુરા, ચારૂ ચંચળ લોચના,
ચિરયૌવના, પુલકિતમના, ચંદ્રાનના દુઃખ મોચના. *

* સંન્યાસી ' નાટકના એક કાવ્યમાંથી અમુક ફેરફાર સાથે.

"રંભા દેવિ ! તમારૂં સૌંદર્ય નિર્જીવ શબ્દોથી વખાણી શકાય તેમ નથી."

સ્ત્રી જાતિને સ્વાભાવિક રીતે પોતાના સૌંદર્યની પ્રશંસા સાંભળવામાં આવતાં આનંદ થાય છે. નવલશાહનાં વચન સાંભળી રંભાએ કહ્યું "પરંતુ મ્હારા રૂપની પ્રશંસા તમે આજે શા હેતુથી કરો છો એ હું સમજી શકતી નથી."

નવલશાએ મુખ મલકાવી કહ્યું, "રંભાદેવી, હું તમારૂં આ દેવ દુર્લભરૂપ જોઇ પાગલ બની ગયો છું. હું તમારા આ રૂપ સમુદ્રમાં ડુબી મરવા ઇચ્છું છું. તમે એમ ન સમજશો કે, હું એકાંતમાં તમારી ઇચ્છા વિરૂદ્ધ વર્તી તમારા આત્માને દુખી કરવા ઇચ્છું છું. તમારે માટે હું મ્હારો પ્રાણ પાથરવા તૈયાર છું. બોલો, મ્હને શો ઉત્તર આપો છો?"

"ઇંદિરાબાઇને ત્યાં હું કોઇ પણ ખરાબ હેતુથી આવી નથી. તમે હૈયે એવું હોઠે ધારી લઇ મ્હારી સાથે વિશેષ છૂટ લ્યો છો, એ વ્યાજબી નથી." રંભાએ કહ્યું.

"હજી મ્હારાથી ચાલાકી રમો છો? ઇદિરાબાઇનું આ મકાન આપણા જેવાં સંભાવિત નર નારીઓનું વિલાસ મંદિર છે એ તમે નથી જાણતાં કે? અહીં આવી કોઈ વિશુધ્ધ હોવાનો દંભ દર્શાવી શકે તેમ નથી. જેવી રીતે મ્હારા ગુપ્ત વર્તનની વાત તમારા જાણવામાં આવી છે, તેવી જ રીતે તમારા ગુપ્ત વર્તનની વાત મ્હારા જાણવામાં આવી છે. આ મકાનમાંથી થોડા વખત પૂર્વે હરિપ્રસાદ શેઠના એક મદનચંદ્ર નામના નોકરને ઉતરી ચાલ્યો જતાં મ્હેં જોયો છે. એ ઉપરથી તથા

તમારા શરીરની સ્થિતિ જોઇને હું બનેલા બનાવની ચોક્કસ કલ્પના કરી શકયો છું. છતાં તમારી ગુપ્ત વાત પ્રકાશમાં આવે એવી મ્હારી ઇચ્છા નથી. કહો મ્હારી પ્રાર્થના તમે સ્વીકારશોને?"

રંભા બરાબર સકંજામાં સપડાઈ હતી. કૃત્રિમ પ્રેમાભિનય કર્યા સિવાય હવે તેનો છુટકો ન હોતો. તેણે કહ્યું, "અત્યાર સુધી તમારા અંતરમાં મ્હારે માટે કેટલો અનુરાગ છે, એ જાણવાના હેતુથી મ્હેં તમારી વાત તરફ ધ્યાન આપ્યું ન હોતું. હવે મ્હારી ખાત્રી થઇ છે કે, તમે યથાર્થ પ્રેમિક છો.

હૃદય આ પ્રેમભીનાં છે, કદાપિ તે ન સૂકાશે;
ચહીને એક બીજાને, દ્વિરૂપને એ ભૂલી જાશે.

વિરહ બાળે પ્રજાળે કે, પ્રીતિની રીત ન્યારી છે;
પ્રણય સાચો હૃદયનો તો ખુવારી ને ખુમારી છે.

કુમુદિની પૃથ્વી પર છેને, વસે છે ચંદ્ર આકાશે;
સકળ અંતર ભુલી જઇને, રહે છે કેમ ઉલ્લાસે?

વસે છે સૂર્ય આકાશે, કમળ સરવર વિષે વસતું;
નિરંતર દૂરથી ભાળી હૃદય બન્ને તણું હસતું.

ભલે હો દૂર કે પાસે, જીવનમાં ના ભુલાયે છે:
દિવાલો પ્રેમની બાંધી, કદાપિ ના છુટાયે છે.

ભુલાશે ના કદાપિ આ, પ્રીતિને પ્યારની વાતો;
વિયોગીના થશો વ્હાલમ, રડાવી વૈરિણી રાતો.

જુઓ સાંભળો, તમારા અંતરમાં ઉપજેલી શંકા અસ્થાને છે. મદનચંદ્ર અહીં આવ્યો ત્યારે હું છુપાઇ રહેલી હતી. તેના

જેવા એક એ બદામના નોકરને હું મ્હારો હૃદયનાથ બનાવું એ તમને સંભવિત લાગે છે કે ? હું તો કેવળ તમારી સાથે મુલાકાત કરવા અત્રે આવી હતી. ઇન્દિરાબાઇએ તમારી સાથે મ્હારી મુલાકાત કરાવવાનું મ્હને વચન આપ્યું હતું. તમારી ઇચ્છા હશે તો એ સંબંધી હું તમારી ખાત્રી કરી આપીશ. વળી મદનચંદ્ર અત્રે આવે જાય એવી મ્હારી ઈચ્છા નથી; કેમકે તેથી આપણા ગુપ્ત સંબંધની વાત તેના જાણવામાં આવી જાય તેમ છે. આમ હોવાથી હવેથી તેને અત્રે નહિ આવવા દેવાની મ્હેં ઇન્દિરાબાઇને સૂચના આપી દીધી છે." રંભાએ સ્ત્રી ચરિત્ર ચલાવી પોતાના મદનચંદ્ર સાથેના ગુપ્ત સંબંધ ઉપર ઢાંક પીંછોડો નાખવાનો પ્રયત્ન કર્યો.

નવલશાને રંભાના ચારિત્ર્ય સાથે કાંઇ સંબંધ ન હોતો. તે કેવળ પોતાની પાશવી વૃત્તિ પરિતૃપ્ત કરવા ઈચ્છતો હતો તેથી તેણે કહ્યું, "રંભા ! પ્રાણેશ્વરી, ત્હારૂં કહેવું ખરૂં માનું છું. એ સંબંધી ઇન્દિરાબાઇને કાંઈ પૂછપરછ કરવાની મ્હારી ઇચ્છા નથી. આહ ! આજે મ્હને જે અત્યાનંદ થયો છે તે અવર્ણનીય છે. પ્રિયતમા ! તું મ્હારા હૃદયથી બિલકુલ ન્યારી નથી

પ્રિયા નથી તું ન્યારી, સિંચેલ સ્નેહવારી,
દિલહર કુંવર તું મ્હારી, મમપ્રાણ થકી પ્યારી. પ્રિયા."

રંભાએ ઉમેર્યું,

"કરો રતિના સન્માન, પિયુ ભુલાવી ભાન,
હૃદય તાર નાચે ને સંગીતનાં તાન. પ્રિયા."

નવલશા નાણાવટીએ રંભાના અંગને આલિંગન કરી કહ્યું,

"આપો હૃદયનું દાન, ધરૂં રાતદિન ધ્યાન."
ભુલી જગતનું ભાન, કરૂં જાન કુરબાન. પ્રિયા."

રંભાએ પણ નાયકને પ્રતિચુંબન કરી કહ્યું,

"મધુર પ્રીતિનાં પાન, ઉરના અમૂલ લ્હાણ
લે છે રસિયાં સુજાન, ભુલીને ભેદ જ્ઞાન. પ્રિયા."

રંભા નવલશાના બાહુપાશમાં બંધાઇ હતી. બન્નેના અધરોષ્ઠનું મિલન થયું હતું એવામાં ધુર્ત્તતાની પ્રતિમા ઈન્દિરાએ હાવભાવમુખે હસતાં હસતાં એ ખંડમાં પ્રવેશ કર્યો તથા વિનોદાત્મક સ્વરે કહ્યું, "તમારા ઉભયના આ મિલનને હું વધાવી લઉં છું!"

રંભા અને નવલશા ઉપલા માળ ઉપર ચાલ્યાં ગયાં. ત્યાં એક કલાક સુધી બન્ને રોકાયાં. પછી પુનર્મીલનનો દીવસ નક્કી કરી સ્વસ્થાન તરફ વીદાય થઇ ગયાં. તેમના વીદાય થઇ ગયા પછી નર્સ ઇન્દિરા સ્વગત કહેવા લાગી, "આજે મ્હેં મ્હારા સ્વાર્થને બરાબર સાધ્યો છે. મ્હારી ચાલાકીને કોણ પહોંચી શકે તેમ છે? હજી હું કેવા ખેલ ખેલું છું તથા કેવા દાવ મારૂં છું તે તો હવે જોવાનું છે.

બહુરૂપીના બાજારમાં બસ અજબ મ્હારા ખેલ છે;
ઇંદિરા જગની બધી બાજી મહીં પહોંચેલ છે.

નર નારીઓના રૂપનાં લીલામ અહીંઆં થાય છે.
વર મરો કન્યા મરો, ખીરસાં ચીકાર ભરાય છે.

એ હવસનાં પુતળાં બન્નાંનો ખેલ મ્હારા હાથમાં;
પણ પાર પામે ના કદિ જે આવતું મમ સાથમાં.

આમ કહી તે પોતાના મન સાથે મૃદુ સ્વરે નીમ્નલીખીત સંગીત ગાવા લાગી.—

"છળ બળ કરનારી કેવી છું હું નારી!
ધારૂં તેને નાખું તારી ઇચ્છું તેને મારી. છળ.
કળા કારમી કાન્તાનીને, કોણ કહો કયમ જાણે?
દેવ ન સમજી શકે કદાપી, માનવ કેમ પીછાને?
ચતુરા ચપળા ચાલાકીથી, મનનું ધાર્યું કરતી,
ભેદ પામતું જો કોઈ તેને, નયનાસ્ત્રે સંહરતી.
સ્વચ્છંદે સંચરનારી, ના કોઇને ગણનારી,
આશ્રય પામે જે મ્હારો તેના જીવનની બલીહારી. છળ.
મીઠવાઇકૃ થઇ લાઇફ બગાડું, અંધા જન ના સમજે,
સમજે ત્યારે પસ્તાવાનું, બીજું કયાંથી સમજે? છળ."

(૧૦)

નવલક્ષા નાણાવટીથી મદનચંદ્ર સાથેનો ગુપ્ત પાપ સંબંધ છુપાવવા માટે રંભાએ તેને મળવાનો વખત બદલી નાખ્યો. હવે તેઓ બન્ને મહિનામાં એકાદ વખત નર્સ ઇન્દિરાને ત્યાં મળતાં હતાં. રંભાએ ઇન્દિરાને બરાબર સૂચના આપી દીધેલી હોવાથી રંભા તથા મદનચંદ્રની પોતાને ત્યાંની હાજરીની કોઈને ખબર પડે નહિ એ માટે ઇન્દિરા વિશેષ સાવધ રહેવા લાગી હતી. રંભાએ

પાવતીશંકરને ફસાવવાની માયાજાળને જે દિવસે બિછાવી હતી, તે દિવસથી તે તેનાથી દૂર રહેવાનો ઇરાદાપૂર્વક પ્રયત્ન કરતો હતો. હવે તે રંભાને કદાપિ એકાંતમાં મળતો ન હોતો. બીજી તરફથી રંભા વિશેષ સ્વચ્છંદી થવા લાગી હતી. તેના અંતઃકરણમાં પાપી વાસનાનો પ્રચંડ જ્વાળામુખી સળગી ઉઠયો હતો. હરિપ્રસાદ શેઠને વચ્ચે વચ્ચે કાર્ય પ્રસંગે મુંબાઈ જવું પડતું હતું. શેઠની ગેરહાજરીમાં મદનચંદ્ર શેઠને બંગલે રંભાને મળવા આવતો હતો. રંભા અને મદનચંદ્રની શેઠની ગેરહાજરીમાં વારંવાર એકાંતમાં મુલાકાત થતી હોવાથી પાર્વતીશંકરના અંતઃકરણમાં ઉભયના વર્તન માટે સંદેહ ઉપજવા લાગ્યો હતો. સ્ત્રી જાતિજ પુરૂષના જીવનના સકળ સુખના આધાર સ્વરૂપ છે. ઘણાં પુણ્યોના પ્રભાવથી જ પુરૂષને સદ્‌ગુણી સુશીલા પત્નીની પ્રાપ્તિ થાય છે. સામાન્ય સ્થિતિવાળો પુરૂષ પણ સ્વધર્મશીલા સહધર્મિણીના સહવાસમાં પોતાના દિવસો સુખમાં પસાર કરી શકે છે. બીજી તરફથી ગમે એટલી સંપત્તિ હોવા છતાં જો ગૃહલક્ષ્મી અર્થાત્ પત્ની દુરાચારિણી હોય છે તો તે પુરૂષનું ભીષણ દુર્ભાગ્ય લેખવામાં આવે છે. કેવળ સંપત્તિથી આ માયાવી મૃત્યુ લોકમાં સુખની પ્રાપ્તિ થઇ શકતી નથી. જે કુટુંબમાં દુરાચાર ચાલૂ થાય છે, એ કુટુંબ અમુક કાળે પાયમાલ થઇ ગયા સિવાય રહેતું નથી. રંભાને સંસારમાં લાવ્યા પછી હરિપ્રસાદ શેઠે સુખશાન્તિ મેળવવાની આશા રાખી હતી; પરંતુ જે સ્ત્રીના અંતઃકરણમાં રાતદિવસ પાપી વિચારો ચાલતા હોય તે પોતાના સ્વામીને સુખી ક્યાંથી કરી શકે ? અંતઃકરણના વિશુધ્ધ પ્રણયના મિલન સિવાય

પતિ પત્ની યથાર્થ સુખશાન્તિ ક્યાંથી અનુભવી શકે ? કોઈ કોઇ પ્રસંગ હરિપ્રસાદ શેઠ પત્નીના વર્તનથી વિરકત બની જતા હતા; પરંતુ જનસમાજમાં પોતાની પ્રતિષ્ઠાને હાનિ પહોંચવાની આશંકાથી તેઓ આંખ આડા કાન કરી ચુપ રહેવું ઉચિત સમજતા હતા. રંભાના ચારિત્ર્યના અધઃપતનની હરિપ્રસાદને પૂરતી માહિતી ન હોતી. પ્રતિષ્ઠાને હાનિ પહોંચવાના ભયથી તેઓ ચુપ રહેતા હોવા છતાં રંભાએ જે દુરાચાર ચલાવવા માંડયો હતો, તેથી જલ્દી પોતાની પ્રતિષ્ટાને હાનિ પહોંચવાનો સંભવ છે એમ જો તેમના જાણવામાં આવ્યું હોત તો તેમણે કાંઇ વ્યવહારૂ પગલાં જરૂર ભર્યાં હોત. કામકાજની વિશેષ જંજાળને લીધે તેઓ ઘરસંસારના પ્રસંગો તરફ વિશેષ લક્ષ્ય આપવા જેટલો વખત મેળવી શકતા નહોતા.

બે દિવસથી હરિપ્રસાદ શેઠ કાર્ય પ્રસંગે મુંબાઇ ગયા હતા. તેમની ઑફિસનું સઘળું કામકાજ તેમની ભલામણથી પાર્વતીશંકર તપાસતો હતો. શેઠની ગેરહાજરી દરમ્યાન તે ઑફિસમાં ચોકકસ હાજરી આપતો હતો.

મધ્યાન્હકાળ વીતિ જઇ લગભગ બે વાગ્યા હતા. પાર્વતીશંકર જમીપરવારી ઑફિસે ચાલ્યો ગયો હતો. રંભાનાં બાળકો વિદ્યાલયમાં ગયાં હતાં. નોકર ચાકરો પણ કામકાજથી છુટા થઈ મધ્યાન્હનો આરામ લેતા હતા. ચોતરફ એક પ્રકારની નિસ્તબ્ધતા જોવામાં આવતી હતી. હજી વર્ષાઋતુ ચાલતી હોવાથી મધ્યાન્હકાળે પણ આકાશ વાદળાંથી ઘેરાયલું હતું. કોઇ કોઇ વખતે વરસાદનું ઝાપટું પડી જતું હતું. રંભા ત્રણ દિવસની રજસ્વળાની

મુદત પાળી આજે સ્હવારે માથું ચોળી ન્હાઇ હતી. તેનાં કાજળ ઘેરાંનયનોમાં ઘણી વિહ્વળતા દેખાતી હતી. ચોટલો સુકાઈ જાય એ હેતુથી તે કોચ ઉપર બેઠી હતી અને ચોટલો કોચની પાછળ ઝૂલી રહ્યો હતો. નિસર્ગનો એવો નિયમ છે કે, ઋતુમતી થયા પછી શુરૂઆતના સોળ દિવસ સુધી સ્ત્રીની કામોપભોગ વૃત્તિ પ્રબળ રહે છે અને તેથી જ પ્રાચીન પંડિતોએ એવા આશયનો અભિપ્રાય દર્શાવ્યા છે કે, એ સોળ દિવસમાં જ સ્ત્રી ગર્ભ ધારણ કરી શકે છે. એ વિવેચનને આપણા કથાનક સાથે વિશેષ સંબંધ નહિ હોવાથી અત્રે તેનો સંપૂર્ણ ઉલ્લેખ કરવાની અમે જરૂર ધારતા નથી. અમારો કહેવાનો આશય એટલો છે કે, રજોદર્શન થયા પછી સ્ત્રી ન્હાઇ ધોઇ ચોથે દિવસે શુધ્ધ થાય છે તે દિવસે તેની દેહલતા ઘણું મનોરમ રૂપ ધારણ કરે છે. તે દિવસે તેનું ચિત્ત બીજા દિવસ કરતાં વિશેષ પ્રફુલ્લ જોવામાં આવે છે. એ દિવસે અબળા ગણાતી સ્ત્રીજાત મદઘેલી માયા જેવી જણાય છે.

રંભાના એ વિશ્રામગૃહથી વાંચકો પરિચિત છે. આજે રંભાનું વિષયલોલુપ ચિત્ત ચગડોળે ચઢ્યું હોય એમ તેના હાવભાવ ઉપરથી લાગતું હતું. ઉન્નત હૃદય દેશ ઉપરની સાચાં મોતીની માળા ક્ષણે ક્ષણે ઉંચી થઇ સંકેત દ્વારા કોઇને નિમંત્રણ કરતી હોય એવો ભાસ થતો હતો. રૂપનું દર્શન બે દષ્ટિથી કરી શકાય છે. સુંદરતાનું દર્શન કરતાં કોઇના અંતઃકરણમાં મહા મહિમામય ચિરસુંદરનું સ્મરણ થઇ આવે છે. હૃદયમાં ભક્તિનો સંચાર થાય છે ત્યારે કોઇના અંતઃકરણમાં પાપવાસના સળગી ઉઠે છે. જેની જેવી દૃષ્ટિ હોય છે, જેવું શિક્ષણ અને સાધના

હોય છે, તેવું રૂપ દેખાય છે! જેનું હૃદય પવિત્ર હોય છે તે સુંદરીના મુખ ઉપર મહામાયાનું સૌન્દર્ય જોઇ મસ્તક નમાવે છે-સઘળા સૌન્દર્યના જે દેવતા અને સ્રષ્ટા છે તેના તરફ આકર્ષાય છે તથા જેનું હૃદય પાપી હોય છે. ચિત્ત મલિનતાપૂર્ણ હોય છે, વાસના ધૃષ્ણિત હોય છે તે સુંદરીના સૌન્દર્યને જોઈ શું વિચારે છે એ વાંચકોને જણાવવાની જરૂર રહેતી નથી.

વિશ્રામગૃહની બારીઓ ખુલ્લી હતી. પ્રકૃતિનું સૌન્દર્ય ઘણું નયન વિમોહન લાગતું હતું. રંભા વચ્ચે વચ્ચે સ્હામેની દિવાલ ઉપરના આયનામાં પોતાનું પ્રતિબિંબ નિહાળી એક પ્રકારનો રૂપોન્માદ અનુભવતી હતી. કોચ ઉપર બેઠી બેઠી તે મૃદુસ્વરે નિમ્નલિખિત કાવ્ય પંકિતઓ ઉચ્ચારતી હતી

"વેશે મનોહર મહઘેલી નારી,
સુગંધ અંગેથી આવે શી સારી;

આલિંગી ના નાર ભરી બાથ જેણે,
ખોયો વૃથા જન્મ જગમાંહી તેણે.

કટિ છે ચપળ ને નૂપુરનાદ થાયે,
નાસાગ્ર મુક્તા નયને સુહાયે;

ભુજંગ સમ વેણિ સેવી ન જેણે,
ખોયો વૃથા જન્મ જગમાંહી તેણે.

તાંબુલ રંગ અધરે શિશ ફુલ વેણી,
સુવાસિતા દેહલતા મઝેની;

શયને ન મસળ્યા કુચો એના જેણે,
ખોયો વૃથા જન્મ જગમાંહી તેણે.
આનંદ રૂપ ઋતુરાજ સમાન સારૂં,
ચરણે કરે નૂપુર કંકણ ઘોષ ચારૂ:
અધરોષ્ઠ અમિસ્વાદ લીધો ન જેણે,
ખોયો વૃથા જન્મ જગમાંહી તેણે.* ”

ધીમે ધીમે રંભાની બેચેની વધવા લાગી. તેને સંગીત ઉપર ઘણી પ્રીતિ હતી. એ વિશ્રામગૃહમાં એક હાર્મોનિયમ રંભાએ પોતાને માટેજ રાખ્યું હતું. તે કોચ ઉપરથી ઉઠી હાર્મોનિયમ નજીક ગઈ તથા એક ખુરસી ઉપર બેસી, હાર્મોનિયમ ઉઘાડી સુર મેળવી મૃદુમધુર કંઠે ગાવા લાગી,

“આજ હોરી રમો રસધારી,
જોબનમાં નવવર્ષ વહે છે જોબનમાં તમ નારી,
જોબનમાં પ્રભુ આપ ઝુલો છો જોબનમાં છે શિવારી,
રહો રતિ પૂરણ ધારી—આજ હોરી.
અધરથી કેશરનો રસ લૂટી શ્વાસથી અબીલ ખુમારી,
સ્વેદનો પંક તનુપર ચોળી દ્વંદ્વ યુદ્ધની તૈયારી,
કરો સહુ વાત વિચારી—આજ હોરી.
અંગુલી શરથકી ચુંદડી ચોળી ખોલી જુઓ ખુબી મ્હારી,
મદભર વક્ષસદુર્ગને તોડો, મારો પ્રણય પીચકારી,
કરો યુદ્ધની કીકીયારી—આજ હોરી.

* રંભા શુક સંવાદના સંસ્કૃત કાવ્ય ઉપરથી ભાષાનુવાદ.

ચેતી રહો પ્રભુ પીતમ પાતળા નારી કટાક્ષ છે કારી,
બધા પંજર પડયા એક વખત તો થાશે હાંસી ને હારી,
• નારી પણ સિંહણ ભારી આજ હોરી"

રંભાનો સુર વાયુમાં ભળી જાય તે પૂર્વેજ મદનચંદ્રે એ વિશ્રામગૃહનાં પ્રવેશ કરી કહ્યું, "વાહ વાહ! અવકાશના વખતે સંગીત વિનોદથી દિલ બહેલાવતાં હો એમ લાગે છે!" આમ કહી અનુમતિની રાહ નહિ જોતાં તે એક કોચ ઉપર બેઠો. માથા ઉપરની ટોપી તેણે નજીક પડેલા મેજ ઉપર મૂકી દીધી અને પછી એક સિગરેટ સળગાવી તે ધુમ્રપાન કરવા લાગ્યો.

રંભાએ હાર્મોનિયમ પાસેથી ઉઠી પ્રથમ એ વિશ્રામગૃહનાં દ્વાર અંદરથી બંધ કરી દીધાં. પછી તે મદનચંદ્રની પાસે કોચ ઉપર જઈ બેઠી. તેણે પૂછ્યું, "વ્હાલા! આજે ઑફિસે નથી ગયા કે શું?"

"ના."

"તમે ભૂલ કરી છે. પાર્વતીશંકરને આજે તમે આવ્યા છો એવી ખબર પડશે તો તે આપણા ઉપર વ્હેમાશે અને કદાચ શેઠના કાન ભંભેરશે." રંભાએ કહ્યું.

"પરંતુ શું કરૂં કે ત્હારો વિયોગ હું વેઠી શકતો નથી. પાર્વતીશંકરને આપણી સાથે શું લાગે વળગે છે? જો એ આપણી વિરૂદ્ધતા કરશે તો તેને એક કાંટાની માફક ઉખેડી નાખતાં મ્હને આવડે છે."

"પરંતુ શેઠની તેના ઉપર મહેરબાની છે એ તમે જાણો છો ને?"

"તેથી શું થઇ ગયું? સ્ત્રી ચરિત્રની મદદથી ગમે એવું કઠિન કાર્ય પણ સરળ બની જાય છે. વખત આવ્યે બધું જોઇ લેવાશે. ત્હારે ચિંતા રાખવાની જરૂર નથી." કામાતુરને ભય અને લજ્જા હોતાં નથી એ સિધ્ધાંતનું આ શબ્દો ઉચ્ચારી મદનચંદ્રે સૂચન કર્યું.

બન્ને જણાં થોડી ક્ષણ સૂધી ચુપ રહ્યાં. પછી રંભાએ કહ્યું, "આજે તમે કાંઇ ગાઈ સંભળાવો એવી મ્હારી ઈચ્છા છે."

"મ્હારો કંઠસ્વર ત્હારા જેવો મધુર અને કોમળ નથી."

"પરંતુ મ્હને એ બહુ ગમે છે. પોતાના ગુણની પોતાને ખબર નજ હોય! હું જાણું છું કે, તમે બહુ સારું ગાઇ શકો છો"

"ત્હારી ઇચ્છા સંતોષવી એ હું મ્હારૂં કર્તવ્ય સમજું છું" આમ કહી મદનચંદ્ર હાર્મોનિયમ પાસે જઈ બેઠા તથા તેણે સુર મેળવ્યો. રંભા વિશ્રામગૃહમાં બાંધેલા એક હિંડોળા ઉપર અઢેલીને બેઠી. મદનચંદ્રે સુર મેળવી ગાવા માંડ્યું,

"સર્વ સંસાર મદન આધીન
શ્રુતિજ્ઞાન વિસ્તારક બ્રહ્મા થઇ ધર્મથી હીન,
થયા પિતાનો ધર્મ ભુલીને નિજ દુહિતામાં લીન સર્વ.
મહાદેવ સ્મરસંહારક પણ થયા મદનથી હીન,
ભિલ્લ ભામિનીમાં ભરમાયા ભાળી રૂપ નવીન. સર્વ.
કેંક સાધુએ કામભક્ત થઇ ત્યાગ્યાં નિજ કૌપીન,
ઇન્દ્ર ચન્દ્ર ભુલ્યા તો બીજાં કયમ ન ચળે મનમીન? સર્વ."

(રા. ઠક્કુર નારાયણ)

ધીમે ધીમે સંગીતના સુરતરંગો વાયુમાં ભળી ગયા. મદનચંદ્ર હાર્મોનિયમ પાસેથી ઉઠી હિંડોળા ઉપર રંભા નજીક જઇ બેઠો. રંભાએ મુખ મલકાવી કહ્યું, "તમે તમારા નામના જ ગુણ ગાયા છે."

'એકલા ગુણ ગાવાથી શું વળે ? રતિ અને મદન બન્નેનું મિલન થાય છે ત્યારે જ સ્વર્ગિય આનંદ અનુભવી શકાય છે." આમ કહી મદનચદ્રે રંભાના અંગને આલિંગન કરી તેના લાલચોળ અધરોષ્ઠ ઉપર ચુંબન કર્યું.

*   *   *

લગભગ એક કલાક પછી રંભાએ દ્વાર ઉઘાડયું. દ્વાર ઉઘાડતાં જ ત્યાં ઉભા રહેલા પાર્વતીશંકર ઉપર તેની નજર પડી. મદનચદ્ર એ સ્થળે એકાએક પાર્વતીશંકરને ઉપસ્થિત થયેલો જોઇ ક્ષણકાળ માટે ગભરાઇ ગયો, પરંતુ વિના વિલંબે તેણે આત્મસંવરણ કર્યું. રંભાના ક્રોધનો પાર રહ્યો નહિ. તેની બન્ને આંખોમાંથી જાણે કે, સળગતા અંગારા ઝરવા લાગ્યા. પાર્વતીશંકરે અનુમતિની અપેક્ષા નહિ રાખતાં એ વિશ્રામગૃહની અંદર પ્રવેશ કરી ભેદક દૃષ્ટિથી મદનચંદ્ર તરફ જોઇ કહ્યું, "મદનચંદ્ર! ઑફિસે તમે જે ચીઠ્ઠી મોકલી હતી તેમાં બીમાર હોવાને લીધે આવી શકાયું નથી એમ લખ્યું હતું, છતાં હું તમોને અત્રે ઘણી સારી હાલતમાં જોઇ શકું છું ! શેઠની ગેરહાજરીમાં તમારે અહીં શા માટે આવવું પડયું છે ?"

"તમારા આ પ્રશ્નનો ઉત્તર આપવા હું બંધાયલો નથી." મદનચંદ્રે રોકડો ઉત્તર સંભળાવી દીધો.

રંભાનો ક્રોધ અનિવાર્ય થઇ પડયો. તેણે પાર્વતીશંકર સ્હામે ઉપસ્થિત થઈ કહ્યું 'પાર્વતીશંકર ? આજનો તમારો અપરાધ હું કોઇ પણ રીતે ભૂલી શકું તેમ નથી. હું સારી રીતે સમજી શકી છું કે, તમે મ્હારા વર્તન ઉપર છુપી રીતે તપાસ રાખવા માંડી છે. મ્હારા વિશ્રામગૃહ પાસે ઉભા રહેવાની આજથી હું તમને સખ્ત મનાઈ કરૂં છું. વળી આજે જ તમે તમારો સરસામાન લઇ આ બંગલામથી ચાલ્યા જાઓ. તમારા જેવા તે નમકહરામ માણસ અમારા બંગલામાં રહે એ હું ઇચ્છતી નથી."

"કૃપા કરી તમે તમારા ક્રોધને સમાવો. હું કેવળ મ્હારી ફરજ બજાવું છું. તમારૂ ચરિત્ર કિંવા વર્તન જોવા હું અત્રે આવ્યો નથી. શેઠે તમને જે શેરનાં કાગળીઆં આપી રાખ્યાં છે તેના ભાવ ઘણા તેજ થઈ ગયેલા હોવાથી આજે જ એ શેર વેચી નાખવાના છે. હું અત્રે એ શેર લેવા માટે આવ્યો છું." પાર્વતીશંકરે ગંભીર ભાવ ધારણ કરી કહ્યું.

"શેઠની રજા સિવાય એ કાગળો હું તમને આપી શકું તેમ નથી." રંભાએ પુર્વવત સ્વરે કહ્યું.

"જુઓ, આજે શેઠનો મ્હારા ઉપર તાર છે એમાં તેમણે એ શેર વેચી નાખવા લખ્યું છે તથા જે રકમ આવે તેના ફલાબાર ટીમ્બરના શેર ખરીદવા જણાવ્યું છે." આમ કહી પાર્વતીશંકરે શેઠ તરફથી આવેલો તાર રંભાના હાથમાં આપ્યો.

એ તારની હકીકત વાંચી રંભાએ પોતાના વિશ્રામગૃહની એક તિજોરી ઉઘાડી તેમાંથી શેરના કાગળો કાઢી પાર્વતીશંકરના

હાથમાં આપી દીધા. પછી એક ક્ષણ માટે પણ ત્યાં નહિ રોકતાં પાર્વતીશંકર એક વખત મદનચંદ્ર તરફ ભેદક દ્રષ્ટિથી જોઈ ચાલ્યો ગયો. તેના આવતાં પહેલાં વિશ્રામગૃહનું દ્વાર બંધ હતું તથા તે રંભા અને મદનચંદ્રની વાતચિતનો અમુક અંશ સાંભળી શક્યો હતો. એ બન્ને વચ્ચે પાપાચાર ચાલુ થઈ ગયો છે, એવી આજે પાર્વતીશંકરની ખાત્રી થઇ ચુકી હતી.

પાર્વતીશંકરના ચાલ્યા ગયા પછી રંભાએ કહ્યું, "વ્હાલા! એ શયતાન આજે આપણી ગુપ્ત પ્રેમલીલા જોઇ ગયો છે. મ્હને લાગે છે કે, શેઠ અત્રે આવશે એટલે તે આપણી નિંદા કર્યા સિવાય રહેશે નહિ. જો આપણે એક બીજાંના સહવાસથી ચિરકાળ માટે સુખ ભોગવવું હોય તો પાર્વતીશંકર જેવા કંટકને આપણા માર્ગમાંથી દૂર કરવો જોઇએ."

રંભાનાં આ વાક્યો સાંભળી બેચાર મિનીટ સુધી સ્વગત કાંઇ વિચાર કર્યા પછી મદનચંદ્રે કહ્યું, "પ્રિયતમા! છળ કપટ, દગા અને પ્રપંચથી આ સંસારમાં ગમે એવું કઠિન કાર્ય પાર પાડી શકાય છે શેઠ અહીં આવે અને પાર્વતીશંકર આપણી બન્નેની નિંદા કરે તે પહેલાંજ સ્ત્રી ચરિત્રનો ઉપયોગ કરજે. શેઠ આવે એટલે ત્હારે તેમની પાસે મ્હોં ભારે કરી રાખવું. તેઓ ત્હારા રોષનું કારણ પૂછે એટલે કહેવું કે, તમારી ગેરહાજરીમાં પાર્વતીશંકર તમારો તાર લઇ શેરના કાગળો લેવા બંગલે મ્હારા વિશ્રામગૃહમાં આવ્યો હતો તથા મ્હને એકલી જોઇ એ બદમાશે મ્હારા તરફ નજર બગાડી પાપી પ્રસ્તાવ કર્યો હતો. એથી મ્હેં તેને ધમકાવી બંગલામાંથી કાઢી મૂક્યો હતો.

તું આમ કહીશ એટલે શેઠની તેના ઉપર ગમે એટલી કૃપા હોવા છતાં તેઓ તેને લાત મારી પોતાના આશ્રયમાંથી કાઢી મૂકયા સિવાય રહેશે નહિ શેઠ આગળ તે કદાચ મ્હારૂં નામ લેશે તો હું કહીશ કે, 'આપના આશ્રયમાંથી મ્હને કાઢી મૂકાવી મ્હારી જગ્યા મેળવવાનો પાર્વતીશંકરનો હેતુ હોવાથી તે મ્હારો દ્વેષ કરે છે અને તેથીજ વિના કારણ મ્હારા ઉપર ખોટો દોષ મૂકવાનો પ્રયત્ન કરે છે. કેમ, હું કહું છું એમ કરવું તને યોગ્ય લાગે છે ને ?"

રંભાએ પ્રસન્ન ભાવ ધારણ કરી કહ્યું, "વારી જાઉં રે વ્હાલા ! તમારી બૃહસ્પતિના જેવી બુદ્ધિ ઉપર ! તમે કહો છો તે પ્રમાણે કરવાથી અલ્પકાળમાં એ કંટક આપણા સુખના માર્ગમાંથી દૂર થઇ જશે અને આપણા ગુપ્ત મિલનનો રસ્તો તદ્દન સાફ થશે."

"પરંતુ શેઠ આગળ બનાવટી વાત કહેતાં તું મુખ ગંભીર તથા રોષદર્શક રાખજે. શેઠને કથન ઉપર લેશ પણ સંદેહ ઉપજવો જોઇએ નહિ. બની શકે તો થોડા વખત માટે રૂદન પણ કરજે. આંખોમાં અત્તરવાળો હાથ ચોળવાથી સ્વાભાવિક રીતે જ આંખો લાલ થઇ તેમાં આંસુ ભરાઇ આવશે." મદનચંદ્રે કહ્યું.

"એ માટે મ્હને કાંઇ નહિ શીખવવું પડે. તમે સર્વથા નિર્ભય રહેજો મ્હારા ચતુર ! પરંતુ તે સાથે મ્હારે તમને જણાવવું જોઇએ કે, હવેથી તમે મ્હને અહીં આવીને મળો એ હિતાવહ નથી. સાવધાનતાનો વિનાશ નથી એ સૂત્રને લક્ષ્યમાં રાખી આપણે હમ્મેશાને માટે સાવધાન રહેવું જોઇએ. ઇન્દિરાનું

મકાન પણ આપણા ગુપ્ત મિલન માટે સલામતી ભર્યું નથી."

"ત્હારૂં કહેવું ખરૂં છે. રાજનગર જેવા મ્હોટા શહેરમાં કાંઈ ઇન્દિરાના મકાન ઉપર છાપ મારેલી નથી. શહેરથી લગભગ અડધા માઇલના અંતરે એક મદિર આવેલું છે. એ મદિરનો મહંત આપણા જેવાં આશક માશુકોની સઘળી સગવડ કરી આપે છે એ હું જાણી શક્યો છું. હવેથી આપણે ત્યાં જ મળવાનું રાખીશું. પ્રથમ હું એ મહંતને મળી આવી સઘળી સગવડ કરી આવીશ." મદનચંદ્રે પાપ ચારના નવીન સ્થળનો ઉલ્લેખ કર્યો.

પછી બન્ને વિષયલંપટ માનવદેહધારી પશુઓ પાશવી ચેષ્ટા કરવા લાગ્યાં. રંભા મદનચંદ્રના ખોળામાં છુટા કેશકલાપવ ળું મ્હોં રાખી કોચ ઉપર આડી પડી હતી. મદનચદ્ર એ પદ્મિણીના અધરોષ્ઠ ઉપર ઉપરા ઉપરી ચુંબનો કરતો હતો. બન્ને પાપીઓ પાપચેષ્ટામાં એટલાં બધાં લીન થઇ ગયાં હતાં કે એ વિશ્રામ-ગૃહનાં દ્વાર ખુલ્લાં હોવા છતાં તે તરફ તેમનું લક્ષ્ય નહોતું.

ઘડીઆળમાં અગરના ટકોરા થવા છતાં કામ' વિહ્વળ પશુએની કામલાલસા શાન્ત થઈ ન હેતી. એવામાં તેર ચૌદ વર્ષની એક ઘણીજ ખુબસુરત બાળિકાએ એ વિશ્રામગૃહમાં પ્રવેશ કર્યો. રંભા અને મદનચદ્રની દૃષ્ટિ એ બાળિકા ઉપર પડતાં જ તેમનાં બન્નેનાં મુખ લેવાઈ ગયાં. બાળિકાના મુખ ઉપર આશ્ચર્ય અને ક્રોધનો મિશ્રભાવ પ્રકાશી નીકળ્યો. તે એ પાપદૃશ્ય જોઇ તિરસ્કાર યુક્ત દૃષ્ટિથી એ પશુઓ તરફ જોઈ ચુપચુપ ત્યાંથી ચાલી ગઇ. એ બાળિકા કોણ હતી?

## ( ૧૧ )

સંતાનોને બગાડવાની અગર સુધારવાની જવાબદારી તેમનાં મા બાપ ઉપર હોય છે બાળકો મા બાપના જીવનક્રમને જોઈ તેમનું વર્તન શીખે છે અને પરિણામે મા બાપના જેવું જ તેમનું ચારિત્ર્ય ઘડાય છે. સંતાનોત્પત્તિ કરવા માટે સહવાસ પ્રસંગે મા બાપોએ જેવી રીતે મન સ્વચ્છ, વિકારરહિત રાખવું પડે છે તેવીજ રીતે સંતાનનો જન્મ થયા પછી પણ માબાપોએ બાળકોનું ચારિત્ર્ય ઉત્તમ કરવા માટે ઘણી સાવધાનતાથી વર્તવાની જરૂર પડે છે. શરીર તત્ત્વ અને મનસ્તત્ત્વના વિદ્વાનોનો એવો અભિપ્રાય છે કે, બાળક જ્યારથી ગર્ભમાં હોય છે ત્યારથીજ તેનું ચારિત્ર્ય ઘડાવા માંડે છે. બાળકને શારીરિક સંપત્તિનો વારસો જેવી રીતે માતાપિતા તરફથી મળે છે, તેવીજ રીતે સૌન્દર્ય અને માનસિક શક્તિ પણ માતાપિતા તરફથી મળે છે. ડૉક્ટર ટ્રૉલ લખે છે કે, " Parents who are comparatively in a good condition, when they cohibit for reproduction, will frequently have children *more beautiful than themselves, while on* other hand parents who are in their worst condition when they beget children are represented in the next generation by specimens of the *genue homo* more ill-looking than they are themselves." આ કથનનો સારાંશ એવો છે કે, માબાપ સંતાનોત્પત્તિ કરતી વખતે શારીરિક અને માનસિક સારી સ્થિતિમાં હોય છે તોજ મુખ્યત્વે

કરીને રૂપાળાં સંતાનો ઉત્પન્ન થાય છે; એથી ઉલટું તેઓ જો સંતાનોત્પત્તિ કરતી વખતે ખરાબ સ્થિતિમાં હોય છે તો તેમનાં સંતાનો તેમનાં કરતાં પણ વિશેષ કદરૂપાં થાય છે.

વિદ્વાન ડૉક્ટર પ્લુટાર્ક પણ એમ કહે છે કે, " I give this advise, given by my predecessors, that no man should unite with his wife for issue except when sofer, for those begotten while their parents are drank more usually prove bibbers and drunkards"

અર્થાત્ 'મ્હને મ્હારા બાપદાદા તરફથી જે શીખામણ મળી છે તે હું દર્શાવું છું કે, કોઇ પણ પુરૂષનું મન જ્યાં સુધી સ્વસ્થ અથવા સાવધાન ન હોય ત્યાં સુધી તેણે સંતાનોત્પત્તિ કરવા માટે સ્ત્રી સંગ કરવો નહિ; કેમકે જો માબાપે દારૂ પીધો હોય છે અને એવા પ્રસંગે તેઓ સંતાનોત્પત્તિનો પ્રયત્ન કરે છે તો ઉત્પન્ન થનાર સંતાનો મદ્યપાન કરનારાં કિંવા છાકટાં થાય છે.' તાત્પર્ય એ છે કે, બાળકોના શરીર, ચારિત્ર્ય અને જીવનની ઉન્નતિ અવનતિનો આધાર તેમનાં માબાપનાં વર્તન ઉપર અવલંબી રહેલો છે. જે બાળકોને તેમની શૈશવાવસ્થાથી જ ધર્મ અને નીતિનું મહત્વ સમજાવવામાં આવતું નથી, જેમનાં બાળ મગજ ઉપર સદાચાર અને તેનાથી નીપજતાં ઉત્તમ પરિણામના સંસ્કારોની છાપ બેસાડવામાં આવતી નથી, જેમનાં વર્તન અને કર્મ તરફ પ્રથમથી જ સૂક્ષ્મદૃષ્ટિ રાખવામાં આવતી નથી, તેઓ સહેલાઇથી દુરાચારના માર્ગમાં પ્રવેશ કરી સ્વચ્છંદાચારી બની જાય છે. પછી ક્રમે ક્રમે દુરાચાર, અનીતિ, અધર્મ અને સ્વેચ્છાચારના

સંસ્કારની તેમનાં કુમળા મગજ ઉપર એવી સજ્જડ છાપ પડી જાય છે કે, તેથી મ્હોટી ઉમરે ઘણું દુઃખ આવી પડવા છતાં તેમના એ સંસ્કારો દૂર થતા નથી તેમજ પશ્ચાત્તાપથી તેમના મન શુદ્ધ થતાં નથી. બાળકનું મન દાગ વગરના સ્વચ્છ આયના જેવું છે. એ આયનાપર તેના સોબતીઓનાં ચારિત્ર્યની જેવી છાપ પડે છે તેવો જ રંગ તે ધારણ કરે છે.

જે બાળિકા રંભા અને મદનચંદ્રની પાપચેષ્ટા જોઇ તિરસ્કારથી ચાલી ગઇ હતી, તે રંભાની પુત્રી હતી. તેનું નામ લલિતા હતું. રંભાને પેટે જન્મ ધારણ કરી તે તેની સુંદરતાને વારસામાં મેળવી શકી હતી. લલિતાનું રૂપ સૌન્દર્ય તેની ઉમ્મરની વૃધ્ધિ સાથે શુકલપક્ષના ચંદ્રની માફક વધ્યું હતું. આજ સુધી તે પાપ કોને કહે છે એ સમજતી નહોતી, છતાં કળિકાળની દશ વર્ષની ઉમ્મરની કન્યાઓ પરપુરૂષની કામચેષ્ટા એ પાપ છે એટલું તો તેઓ અવશ્ય સમજે છે. હિંદુ કુમારિકા પોતાના દેહ ઉપર પોતાનો નહિ; પરંતુ માબાપ પતિ તરીકે પોતાને જેના હાથમાં સોંપે તેનો અધિકાર છે એમ જરૂર સમજે છે. એક પાંચ છ વર્ષની કુમારિકા નિર્દોષ ચુંબન અને વિકારી ચુંબનનો ભેદ સમજી શકતી નથી; પરંતુ દશ વર્ષની ઉમ્મરની કુમારિકા તેના માતા પિતા ભાઇભાંડુ સિવાય બીજા કોઈ પરપુરૂષને કોઈ પણ રીતે ચુંબન કરવા દેતી નથી. એ ઉમ્મરથી તે એટલું સમજી શકે છે કે, માબાપ, ભાઇ ભાંડુ વગેરે સગાંનાં ચુંબનોમાં નિર્દોષ સ્નેહભાવ હોય છે અને પરપુરૂષનાં ચુંબનમાં પાપવિકાર મિશ્રિત જઘન્ય વાસના હોય છે. લલિતા તેર ચૌદ વર્ષની ઉમ્મરની થઇ હતી.

શ્રીમંત ઘરની કન્યા હોવાથી છેલ્લા બે મહિનાથી તે રજસ્વળા થવા લાગી હતી. પુણ્ય અને પાપના ભેદને તે સમજવા લાગી હતી. આજે તે તેની માતાને મદનચંદ્ર જેવા પરપુરૂષ પાસે ચુંબન કરાવતી જોઇ માતા પાપ કરે છે એ સમજી શકી હતી. માતના ચારિત્ર્યનો આજનો પ્રસંગ તેને માટે અસહ્ય થઇ પડયો હતો; છતાં આજના એ પ્રસગથી લલિતાના જીવન ક્રમનું કેવું ભયંકર પરિવર્તન થઈ ગયું એ યથાક્રમે પાઠક પાઠિકાઓ જાણી શકશે.

શૈશવાવસ્થાનો નિર્દોષ સમય ઘણો આનંદદાયક હોય છે; પરંતુ બાલ્યાવસ્થાના અંત અને નવયુવાવસ્થાના આરંભનો સંધિકાળ વિશેષ મનોરમ હોય છે. એ વખતે બાળિકા ભાવી જીવનનાં અનેક સુખ સ્વપ્નો જુએ છે, જીવનની મધુરી કલ્પનાઓથી તેનો એ વખત રમણીય કાવ્ય જેવો મધુર બની જાય છે. અલબેલું યૌવન આવવા માડતાં બાળિકાની દેહલતા ખીલવા માંડે છે. એક કવિએ નવયુવાવસ્થાના આગમનનું વર્ણન કરતાં યથાર્થ લખ્યું છે કે,

**વસન્તે હર્ષ પામી કોકિલા ઉદ્યાનમાં ગાતી;**
**ચકોરી પૂર્ણ ઇન્દુના હૃદયને જોઇ મલકાતી.**
**નદી વર્ષા ઋતુમાં જળથકી અત્યંત છલકાતી;**
**કમલિની સૂર્ય દર્શનથી પ્રફુલ્લિત તે પળે થાતી.**
**થતાં નવ યૌવના નારી મદનના ભાવ ધારે છે;**
**મદનનાં ચિહ્ન પ્રકટી અંગની શોભા વધારે છે.**

સરળ કાયા કુમારીની નવાં ચિહ્નો બનાવે છે;
છતાં લજ્જાવતી લલના, મદન ભાવો છુપાવે છે.
નહિ આરામ દિવસે કે ન રાતે ચેન આવે છે;
વિરહની વેદના ભુંડી પ્રહર આઠે સતાવે છે.
ચપળ જે ચાલને આંખો થતી તે મંદતાવાળી;
છતાં પણ બેસતી યુવતી મદનના રોગને પામી.

તેજ પ્રમાણે કવિશ્રી ખબરદારે પણ યૌવન અનેક આશાઓ મનોહરતાથી ભરેલું પરંતુ નિર્ભય અને સ્વચ્છંદી હોય છે એમ પ્રતિપાદ્ય કરતાં લખ્યું છે કે,

'અહો યૌવન! શી તુજમાં ભરી સુંદરતા!
કશી ઉદ્ધતતા, કશી હિમ્મત, ગર્વ કશો!
તુજ સ્નેહસુરાજ્ય પરે મધુરો હક શો!
મનરંગ સ્વતંત્ર જગે તુજ શા તરતા!
તુજ લાખ વિલાસ ફૂલો શું લીલા કરતા.
ન ગણે કંઈ હેઠ રહ્યો નહિ કંટક શો;
ચિતર્યો પ્રિય તેં તુજ આશ તણો નકશો.
ભરી નિર્ભય કંક મનસ્વી મનોહરતા!
વીર યૌવન! મીઠું રસીલું, મહાન થજે!
તુજ રંગ ગુલાબી જરા ઝડપેજ કદી,
પણ મૂળ જરા તરૂનું તુજ ભૂમિ વસે,
રસ ત્યાં તુજ શૌર્ય મીઠો ભરવા મથજે!—
સહુ કંટક તોડીજ, યૌવન! નાખ છુંદી,
પછી જો તું જરાપણ શાં કુસુમોજ હસે!'

યૌવન સાથે જો રૂપ હોય છે તો એ સુવર્ણ અને સુગંધ જેવો સંયોગ લેખાય છે. લલિતાના રૂપલાવણ્યની છટાનું વર્ણન કરવા માટે આ લેખિનીને ઉચિત શબ્દો પણ જડતા નથી મહાકવિ કાળિદાસના શબ્દોમાંજ અમે પાઠકોના એના એ દેવદુર્લભ રૂપનો કંઇક પરિચય કરાવીએ છીએ કે,

'આનો સર્જનહાર તો, લડું હશે રૂપે રૂડો ચંદ્રમાં,
કે ફૂલો ફૂલવંત માસ, રસિયો શ્રંગારનો કામ વા;
શી રીતે સમજી શકે વિષયના વૈરી અને વેદના
વિજ્ઞાને જડ એ પુરાણ મુનિ આ શ્યામા મહા મોહના ?

( ગાથા )

સહુ શણગાર તણો છે શણગારજ; ભૂષણ ભાગ્યું ભૂષણનું;
ઉપમાનનુ ઉપમાન જ તન તે તરૂણીનું મન હરશું.'

લલિતા હજી સુધી કુમારિકા હતી. હરિપ્રસાદ શેઠ સુધારક વિચારના હોવાથી બાળ લગ્ન તરફ તેમને સખ્ત તિરસ્કાર હતો. લલિતા રાજનગરની એક કન્યાશાળામાં છઠ્ઠા ધોરણનો અભ્યાસ કરતી હતી તથા તેની શાળાની તેનાજ વર્ગની મુખ્ય શિક્ષિકા અંબિકા તેને ઘેર શિક્ષણ આપવાને પણ આવતી હતી. એ અંબિકાનો આપણા આ કથાનક સાથે સંબંધ હોવાથી પ્રથમ અત્રે તેનો સંક્ષિપ્ત પરિચય કરાવવાની અમે જરૂર ધારીએ છીએ.

અંબિકા બ્રાહ્મણ જ્ઞાતિની હોઈ પોતાની તેર વર્ષની

ઉમ્મરે તે રાંડી હતી. ત્યાર પછી અમુક સંસ્થા તરફથી મદદ મેળવી તેણે અભ્યાસ કર્યો હતો. ફીમેઇલ ટ્રેઇનિંગ કૉલેજના ત્રીજા વર્ષની પરીક્ષા તેણે પોતાની પચીસ વર્ષની ઉમ્મરે પસાર કરી શાળા ખાતામાં નોકરી લીધી હતી. તેનાં મા બાપ ઘણા વખતથી પરલોકવાસી થઇ ગયાં હતાં. હમણાં તેની ઉમ્મર અઠાવીસેક વર્ષની હોઈ તેને માસિક સીત્તેર રૂપિયાનો પગાર મળતો હતો, તથા ખાનગી ટયૂશનના દર મહિને પચીસ રૂપિયા આવતા હતા. તે વીસનગરની રહેવાસી હોવા છતાં છેલ્લાં પંદર વર્ષથી અમદાવાદ રહેતી હોવાથી જન્મભૂમિ સાથે તેનો વિશેષ સબંધ ન હોતો.

અંબિકા બાળવિધવા હોઇ તેણે પતિના મૃત્યુ પછી પોતાનો ચોટલો કઢાવી નાખ્યો ન હોતો. તેનો પહેરવેશ એક શ્રીમંત કુટુંબની સૌભાગ્યવતીને પણ આકર્ષે તેવો હતો. કન્યાશાળામાં તે મુખ્ય શિક્ષિકા (હેડ મિસ્ટ્રેસ)ની જગ્યાએ હોવાથી ઘણોખરો વખત તે પોતાની ખાનગી ઑફિસમાં બેસી નાટક નવલકથાનાં પુસ્તકો વાંચવામાં પસાર કરતી હતી. પોતાને ઘેર તેણે ખાનગી વર્ગ કાઢેલો હોઇ એ વર્ગમાં પાંચ સાત છોકરીઓ અભ્યાસ કરવા જતી હતી. એ છોકરીઓમાં કોઇ વકીલની, કોઈ ડૉક્ટરની તો કોઇ ગરીબ ઘરની પણ છોકરી હતી. પોતાના ઘરના ખાનગી વર્ગમાં દાખલ થવા ઇચ્છનાર છોકરીની ઉમ્મર અને તેની દૈહિક સુંદરતા તરફ અંબિકા પ્રથમથી હેતુપૂર્વક લક્ષ્ય આપતી હતી. અંબિકા પોતે વિશેષ ખુબસુરત નહિ હોવા છતાં રૂપની પરીક્ષા કરવામાં તે પાવરધી હતી. તેનો આડંબર

બીજાને આંજી નાખે એવો હતો. વીસ પચીસ રૂપિયાની કિમ્મતની સાડી પહેરી, પગમાં બૂટ મોજાં ચઢાવી, આંખો ઉપર ચસમાં લગાવી હાથમાં નાજુક છત્રી લઇ તે જ્યારે રસ્તે જતી આવતી ત્યારે તે વિધવા હશે એવો સંદેહ ભૂલેચુકે પણ કોઇ કરી શકે તેમ ન હતું. જાહેરમાં તે કેવળ સૌભાગ્યચિહ્નસૂચક કુમકુમ-તિલક કરી શકતી ન હોતી, બન્ને હાથમાં સોનાની બંગડીઓ તથા ડાબા મણિબંધ ઉપર સોનાનું ઘડીઆળ બાંધી રાખતી હતી.

એમ. બી બી. એસ. ની ડૉક્ટરી પરીક્ષામાં પસાર થઈ ખાનગી પ્રૅક્ટિસ કરતો રસિકલાલ નામનો એક ડૉક્ટર અંબિકાનો અંગત સંબંધી હતો. અવકાશને વખતે તે કલાક બે કલાક માટે કન્યાશાળામાં જઇ અંબિકા સાથે તેની ખાનગી ઑફિસમાં બેસી વાર્તાવિનોદ (!) કરતો હતો અને નિશાળ બંધ હોય ત્યારે એટલે કે રવિવાર યા તહેવારને દિવસે મધ્યાન્હકાળ પછી તે અંબિકને ત્યાં જઈ બે ત્રણ કલાક બેસી આવતો હતો. રસિકલાલની ઉમ્મર હમણાં બત્રીસેક વર્ષની હોઇ તે ખાદીનાં કોટ પાટલૂન અને ટોપી પહેરતો હતો. તે સ્વરાજ્ય પક્ષનો મેમ્બર અને એક સારો વકતા હતો. તેનું શરીર એકવડું પણ સશકત હતું. તેની પ્રૅક્ટિસ પણ ઠીક જામી હતી. અંબિકા સાથે ડૉક્ટર રસિકલાલની ઓળખાણ કેવી રીતે થઇ હતી એ ઇતિહાસ જાણવા યોગ્ય હોવાથી તથા તેથી અંબિકાનું ચરિત્ર અધિક સ્પષ્ટ થાય તેમ હોવાથી અમે ટૂંકમાં એ ઇતિહાસ રજૂ કરીએ છીએ તથા અંબિકાનું ચરિત્ર સુસ્પષ્ટ થયા પછી નિર્દોષ લલિતા એ

શિક્ષિકાની પ્રતારણાથી કેવા ધર્મ સંકટમાં સપડાઈ હતી એ વિષય રજૂ કરીશું.

(૧૨)

ગત પરિચ્છેદમાં અમે દર્શાવી ચુકયા છીએ કે, અંબિકા તેર વર્ષની ઉમ્મરે વિધવા થઇ હતી. ત્યાર પછી જે સંસ્થાની મદદથી તેણે અભ્યાસ કર્યો હતો એ સંસ્થાનું નામ 'અબળોન્નતિ મંદિર" હતું. એ મંદિરમાં ન્યાત જાતનો ભેદ રાખ્યા સિવાય ગરીબ કન્યાઓ તથા અનાથ વિધવાઓને આશ્રય આપવામાં આવતો હતો. ડોકટર રસિકલાલના પિતા છગનલાલ અમદાવાદ શહેરના એક સંભાવિત ગૃહસ્થ હોઈ તેઓ અબળોન્નતિ મંદિરના સેક્રેટેરી હતા. તે ઉપરાંત અબળોન્નતિ મંદિરમાં નિવાસ કરતી ગરીબ બાળાઓ અને વિધવાઓ ઉપર દેખરેખ રાખવા એક પ્રૌઢા સ્ત્રીને પગાર આપી રોકવામાં આવી હતી. એ સ્ત્રી પણ વિધવા હોઇ તેને એકે સંતાન નહોતું. તે કેવળ લખવું વાંચવું જાણતી હતી; છતાં સારી ઓળખાણ અને ભલામણને પ્રતાપે તે અબળોન્નતિ મંદિરમાં નોકરી મેળવી શકી હતી. બ્હારથી તેનું વર્તન એટલું બધુ વિનયી હતું, કે કોઈ તેના અંતરને કળી શકતું નહિ તેનું નામ ગજરાબાઈ હતું. જે વખતનું આ ચિત્ર રજૂ કરવામાં આવે છે એ વખતે ગજરાબાઇની ઉમ્મર ચાળીસેક વર્ષની હતી. તેનુ શરીર સશક્ત હતું. જ્યારે ત્યરે તેના હાથમાં રામાયણ કે ભાગવત જેવો ધર્મગ્રંથ જોવામાં આવતો હતો તે હમ્મેશાં નિયમત રીતે પ્રભુ પ્રાર્થના કરતી હતી, તદન સદો

પહેરતી હતી. આઠે પ્રહર તેના મુખમાંથી રામનામ સાંભળવામાં આવતું હતું. બ્હારથી જ્યારે તેનો આવો દેખાવ હતો ત્યારે આંતરસ્થિતિ સર્વથા ઉલટી હતી. અબળોન્નતિ મંદિરમાં ગજરાને સુવા બેસવા માટે એક અલગ રૂમ આપવામાં આવેલી હોઇ એ રૂમમાં તેની ટૂંકની અંદર વિલાસ વિભવની ઘણી વસ્તુઓ તેણે છુપાવી રાખી હતી. એ વસ્તુઓ સાથે આપણને કાંઇ સંબંધ નથી. ટૂંકમાં અમે એટલુંજ કહેવું ઉચિત ધારીએ છીએ કે, ગજરાબાઇ બ્હારથી જેવી ધાર્મિક હતી તેવીજ અંદરથી પતિતા હતી.

છગનલાલ શેઠ વિધુર હતા. ગજરાબાઈને મંદિરના કાર્ય પ્રસંગે તેમની પાસે વારંવાર જવું પડતું હતું તથા છગનલાલ પણ આઠ દશ દિવસને અંતરે મંદિરમાં જઇ ત્યાંનું કામકાજ તપાસી સેક્રેટરી તરીકેની પોતાની ફરજ બજાવી આવતા હતા.

અંબિકા મંદિરમાં આશ્રય મેળવી અભ્યાસ કરવા લાગી હતી એવામાં એક દિવસે છગનલાલનો પુત્ર રસિકલાલ મંદિરમાં જઈ ચઢયો. દૈવયોગે અંબિકા તેની નજરે પડી તથા કર્મકાંડશૂન્ય નવયુવક એ માયાવી મૂર્તિ જોઇ ભાન ભૂલી ગયો. તે સેક્રેટરીનો પુત્ર હોવાથી કોઇ પણ પ્રકારના પ્રતિબંધ સિવાય અબળોન્નતિ મંદિરમાં જઇ શકતો હતો. ધીમે ધીમે અંબિકા સાથે તેનો પરિચય થયો. મંદિરમાં તેઓ બન્ને જ્યારે મળતાં ત્યારે એકબીજાની સાથે વાતચિત સુધ્ધાં કરતાં હતાં. એ મુલાકાતોનું પરિણામ જેવું આવવું જોઇએ તેવું આવ્યું. અગાઉથી સંકેત કરી રસિકલાલ અને અંબિકા બ્હાર મળવા લાગ્યાં.

અમુક વર્ષો વીતી જવા છતાં અંબિકા અને રસિકલાલનો

સંબંધ તૂટયો નહિ. અવાર નવાર તેઓ એક બીજાને મળતાં હતાં. અંબિકાએ ભણી ગણી નોકરી લીધી તથા રસિકલાલ મેડિકલ કૉલેજની પરીક્ષા પસાર કરી ડૉકટર બન્યો. વચ્ચે છગનલાલ શેઠે પુત્રનું લગ્ન કરી નાખ્યું હતું. રસિકલાલની પત્ની સવિતા સતી સાધ્વી રૂપવતિ બાળિકા હતી. આમ છતાં રસિકલાલનો બ્હાર ભટકવાનો શોખ ઓછો થયો ન હોતો અંબિકાને મળ્યા સિવાય તેનું વિષયી ચિત્ત શાન્ત થતું નહિ વળી મુખ્યત્વે કરીને વ્યભિચારિણી સ્ત્રીઓ રંગરાગ દર્શાવવામાં, વિલાસના ચાળા ચટકા કરવામાં અથવા નિર્લજ્જતા દર્શાવવામાં પહોંચેલી હોવાથી વિષયલંપટ પુરૂષો તેમની માયા જાળમાં જલ્દી સપડાઇ જાય છે. બીજી તરફથી ઘરની વિનયી, સ્વધર્મશીલા, પતિવ્રતા પત્ની ઉપર એવા પુરૂષો વિરાગભાવ દર્શાવે છે. ચાલૂ જમાનામાં—ભયંકર વીસમી સદીમાં એવાં વિષયલંપટ પશુ સમાન નર નારીઓ ઘણી સંખ્યામાં નજરે પડે તેમ છે.

ઇંદિરા અને અંબિકાના ચિત્ર ચારિત્ર્યમાં વિશેષ ફર્ક ન હોતો. શિષ્ટ સમાજમાં એ બન્ને સ્ત્રીઓ ભયંકર બદી બરાબર હતી. ઇંદિરા ભણી ગણી નર્સ થઇ હતી. અંબિકા પણ શિક્ષણ મેળવી શિક્ષિકા થઇ હતી. આમ છતાં જનહિત તરફ દુર્લક્ષ કરી તેઓ પાપની પ્રપંચ જાળને બિછાવી કેવળ પોતાનો સ્વાર્થ સાધી લેતી હતી. હવે આપણે કથાપ્રવાહમાં આગળ વધીશું.

(૧૩)

"લલિતા ! આજે તું મ્હારી સાથે આવીશ કે ?" રવિવારને દિવસે અભ્યાસ કરાવી રહ્યા પછી અંબિકાએ ગંભીર ભાવથી લલિતાને પૂછ્યું.

"ક્યાં જવું છે?"

"એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર સાહેબનાં પત્નીએ આજે મ્હને મળવા બોલાવી છે. તેમની સાથે મ્હારો ઘણો સારો સંબંધ છે," અંબિકાએ ઉત્તર આપ્યો.

"ત્યાં મ્હારૂં શું કામ છે?" લલિતાએ સહજ વિસ્મિત ભાવ દર્શાવી પૂછ્યું.

"કામ જેવું કાંઇ ખાસ નથી. મ્હેં સાહેબનાં પત્ની આગળ બેચાર વખત ત્હારી વાત કાઢી હતી. તેમણે એક વખત તને મળવાની ઇચ્છા દર્શાવી છે. હજી બે વાગ્યા છે. ચાર વાગ્યે તો તું ઘેર પાછી આવી શકીશ." અંબિકાએ કહ્યું.

"ભલે ચાલો ત્યારે." લલિતાએ સરળ ભાવથી સંમતિ દર્શાવી.

વિના વિલંબે બન્ને જણી બ્હાર નીકળી. બંગલાના કંપાઉંડમાં અંબિકાની ગાડી ઉભી હતી. બન્ને એ ગાડીમાં બેઠી. ગાડી ચાલી નીકળી.

આકાશમાં વાદળાં ઘેરાયલાં હતાં. ઠંડો પવન ફુંકાતો હતો. લલિતાએ ગુલાબી રંગની રેશમી સાડી અને લીલા રંગના કિંમતી કપડાનો ચણીઓ પહેર્યો હતો. આસમાની રંગની ચોળીમાં છુપાયલા બન્ને કાચાં આમ્રફળ જેવા સ્તન ક્ષણે ક્ષણે ઉંચાંનીચાં થતાં હતાં. તેના ઘન કૃષ્ણકેશકલાપમાંથી સુગંધિત તેલની મનહર સુવાસ આવતી હતી. તેની સરળ પ્રપંચશૂન્ય દૃષ્ટિ તેના નિષ્કલંક હૃદયનો પરિચય કરાવતી હતી. લલિતાનું દૈહિક સૌન્દર્ય દેવકન્યાને પણ લજાવે એવું હતું. વચ્ચે વચ્ચે લલિતા

જાણી શકે નહિ એવી રીતે અંબિકા તેના મુખ તરફ જોઇ મનમાં ને મનમાં મલકાતી હતી. આજે તે કોઇ પ્રપંચપૂર્ણ જાળ પાથરતી હોય એવું તેના મુખના ભાવ ઉપરથી લાગતું હતું.

પા કલાકમાં ગાડી ઇન્સ્પેક્ટર સાહેબને બંગલે જઇ પહોંચી. બંગલો ન્હાનો, એક માળનો હોવા છતાં સ્વચ્છ તેમજ સુંદર દેખાતો હતો. બંગલાની આસપાસ ન્હાનો બગીચો બનાવવામાં આવેલો હતો. બંગલાની નજીકમાં બીજું કોઇ મકાન નહોતું.

અંબિકા અને લલિતા ગાડીમાંથી નીચે ઉતર્યાં. બંગલાની એક બારી અડધી ઉઘાડી હોઈ એ બારીમાંથી એક પુરૂષે અંબિકા તથા લલિતાને જોઈ લીધાં. પછી તેણે મૂછમાં હાસ્ય કર્યું.

અંબિકા આગળ ચાલવા લાગી. લલિતા તેનું અનુસરણ કરવા લાગી. તેઓ દાદર ચઢવા લાગ્યાં એટલે એક પુરૂષ તેમની નજરે પડયો. એ પુરૂષજ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર હોઈ તેનું નામ ગોપીલાલ હતું. તે એમ. એ. ની પરીક્ષામાં પસાર થયો હતો. તેનું શરીર એકવડું હોઇ તેની ઉમ્મર ત્રીસેક વર્ષની લાગતી હતી. તે કદે ઠીંગણો હતો. તેની આંખ ઉપર સોનેરી ફ્રેમવાળાં પેબલનાં ચસમાં હતાં. તેણે દાઢી મુછો બોડાવેલી હતી. માથા ઉપર વાળ વ્યવસ્થાપૂર્વક ઓળેલા દેખાતા હતા. હમણાં તેણે સફેદ સિલ્કનું એક શર્ટ પહેર્યું હતું. પગમાં પમ્પશુ હતા. શરીર ઉજ્વળ ગૌરવર્ણું હતું.

અંબિકાએ ગોપીલાલ તરફ હસતા મુખે જોઇ કહ્યું, "પુષ્પા બ્હેન ક્યાં છે?"

"એક કલાકથી બ્હાર ગયા છે. પાંચદશ મિનીટમાં આવી પહોંચશે. આવો, ઉપર આવો."

"વાહ વાહ! આ કેના ઘરનો ન્યાય? બીજાને નિમંત્રણ કરી પોતે છટકી જવું એ વ્યાજબી કહેવાય કે?" આમ કહી લલિતા તરફ જોઈ અંબિકાએ ઉમેર્યું, "લલિતા! અમારા સાહેબ ઘણા ભલા માણસ છે. હારે શરમાવાની જરૂર નથી. એ હારા વડિલ જેવા છે. ચાલ, આપણે ઉપર જઇ બેસીએ પુષ્પા બ્હેન થોડા વખતમાં જ આવી પોહોંચશે." પછી લલિતાનો હાથ પકડી અંબિકા દાદર ચઢી ઉપર ગઈ. એક પ્રકારની અવ્યકત આશંકાથી લલિતાનું હૃદય કંપવા લાગ્યું; છતાં અબિકા સાથે હોવાથી તેની આશંકા વિના વિલંબે દૂર થઇ ગઇ.

ગોપીલાલ અબિકા તથા લલિતાને પોતાના વિશ્રામ ગૃહમાં લઇ ગયો. એ વિશ્રામ ગૃહ મેડા ઉપરના પાછળના ભાગમાં આવેલું હોઇ તેને હરેક રીતે સુસજ્જિત કરેલું જોવામાં આવતું હતું. વશ્રામગૃહના એક ખુણામાં એક છત્ર પલંગ હોઇ તેના ઉપર મચ્છરદાની નાખેલી હતી. બે ચાર ખુરસીઓ, એક આરામ ખુરસી તથા એક રાઉન્ડ ટેબલ વગેરે ફર્નિચર યથાસ્થિત ગોઠવી રાખેલું હતું. રાઉન્ડટેબલ ઉપર બેચાર અગ્રેજી ગ્રંથો, ટાઇમ્સ ઑફ ઈન્ડીઆનો તાજો અંક, એક સિગારેટ કેસ, પાનદાન વગેરે સામગ્રી પડેલી હતી.

અંબિકા અને લલિતા ખુરસી ઉપર બેઠાં. ગોપીલાલ આરામ ખુરસીમાં બેસી સિગારેટ સળગાવી પીવા લાગ્યો. લલિતા ચુપકીદી ધારણ કરી બેસી રહી. અબિકા અને ગોપીલાલ વચ્ચે શાળા સંબંધીની વાતચિત ચાલવા લાગી.

દશેક મિનીટ સુધી વાતચિત ચાલ્યા, પછી "લલિતા ! તું બેસ. પુષ્પા બ્હેન આવ્યાં છે કે કેમ તે હું જોઇ આવું." કહી લલિતાનો ઉત્તર સાંભળવાની રાહ નહિ જોતાં અંબિકા ઝડપથી એ વિશ્રામ-ગૃહની બ્હાર ચાલી ગઇ.

લલિતા પણ ખુરસી ઉપરથી ઉઠી અંબિકાની પાછળ જવાની તૈયારી કરતી હતી એવામાં ગોપીલાલે કહ્યું, "તમે મુંઝાઓ છો શા માટે? અંબિકાબાઇ પાંચ મિનીટમાંજ પાછાં આવશે."

સાશંક દૃષ્ટિથી લલિતા પુનઃ ખુરસી ઉપર બેઠી. તેનું હૃદય અવ્યક્ત ભયની ભાવનાથી કંપવા લાગ્યું.

"પવન પુષ્કળ આવે છે માટે બારણાં બંધ કરવા દો." કહી ગોપીલાલે ઉઠી ઝડપથી એ વિશ્રામગૃહનાં બારણાં અંદરથી બંધ કરી દીધાં. લલિતાનો ભય વધી ગયો. આ પ્રસંગે શું કરવું એ વિષે તે એકાએક વિચારી શકી નહિ.

ગોપીલાલ લલિતાની ખુરશી પાસે આવી ઉભો રહ્યો. તેનું શરીર ક્ષણે ક્ષણે રોમાંચિત થતું હતું. ધ્રુજતાં કંઠસ્વરે તેણે કહ્યું, "લલિતા ! છ મહિના ઉપર પરીક્ષા લેવા ત્હારી નિશાળમાં આવ્યો ત્યારે મ્હેં તને જોઇ હતી. આ છ મહિના જેટલાં ટૂંક સમયમાં ત્હારી દેહલતા ઘણી ખીલી નીકળી છે. દેવતાના દિલને પણ ડોલાવે, યોગીજનોના ચિત્તને પણ ચકડોળે ચઢાવે એવું ત્હારૂં ભુવનમોહન રૂપ છેઃ—

હતી રેખા જ જ્યાં પટમાં, હવે ત્યાં ચિત્ર અંકાયાં,
હતી જ્યાં સૌમ્યતા, ત્યાં આજ છે મહાતેજ અંજાયાં;
હતી ડાલીજ ખાલી ત્યાં, કળી થઇ પુષ્પ બંધાયાં,
હતી ખાલી કમાનો ભ્રમરની ત્યાં બાણુ સંધાયાં;

બન્યો મોહાંધ હું તુજમાં નથી એ વાંક કંઇ મ્હારો,
તજીને સ્વર્ગ, આવી દેવ ઉભો, દાસ થઇ ત્હારો.

લલિતા ! ત્હારા રૂપલાવણ્યના દર્શનથી હું ભાન ભુલ્યો છું. તું દયા લાવી મ્હારી વાસના પરિતૃપ્ત કર." આમ કહી કંપતા શરીરે ગોપીલાલે પોતાના બન્ને હાથ લલિતાના ગળામાં નાખવાનો પ્રયત્ન કર્યો.

લલિતા સરળ હૃદયની બાળિકા હતી. સંસારના છળ પ્રપંચોનો તેને બિલ્કુલ અનુભવ ન હોતો; આમ છતાં તેણે સતી સીતા, સતી સાવિત્રી, દેવી દમયંતી આદિ હિંદુ મહા સતીઓનાં ચરિત્રો વાચ્યાં હતાં. તેણે ખુરસી ઉપરથી ઉઠી ગોપીલાલના હાથ તરછોડી કહ્યું, "તમે આવું વર્તન ચલાવો એ વ્યાજબી છે કે ? તમે શિક્ષણ વિભાગના અધિકારી થઇ આવી ભયંકર ભૂલ કરો એ ઉચિત છે કે ? રૂપ જોઈ તેની પૂજા કરતાં શીખો. મોહથી વિનાશ થાય છે એ સનાતન સત્ય સિધ્ધાંતને કેમ ભુલી જાઓ છો ?

બની કામી ઉભે તો શું ફરક એ દેવ દાનવમાં ?
બની કામી ભુલે તો શું ફરક હેવાન માનવમાં ?
ભણેલા થઇ હજી ભુલો તમે કથમ ધર્મનાં વચનો ?
નહીં સુખ પામશે કોઇ કરીને પાપ આ ભવમાં.

માટે કૃપા કરી તમે તમારા ધર્મને વિચારો, અંતરના પાપી વિચારને દૂર કરો. તમે મ્હારા વડિલ તુલ્ય છો મ્હારા તરફ પાપયુક્ત દ્રષ્ટિથી જોવું તમારે માટે ઉચિત નથી."

ગોપીલાલે લલિતાનાં આ વચનો તરફ દુર્લક્ષ્ય કરી તેના અંગને આલિંગન કરવાનો પ્રયત્ન કરતાં કહ્યું, "બાળા ! પુણ્ય અને પાપ કેવળ બોલવાના શબ્દો છે. તું હજી નવયૌવના છે. રતિરસના સુધા સમાન સ્વાદનો અનુભવ નહિ હોવાથીજ તું દુરાગ્રહ કરે છે. એ પ્રેમામૃતનો સ્વાદ જે એક વખત અનુભવે છે તે તેની અદ્ભુત મસ્તીને સમજી શકે છે. પ્રેમામૃતનું પાન કરવા ઇચ્છનાર નર નારીઓ મરણને પણ તુચ્છ સમજે છે. લાવણ્યમયી લલિતા ! હું હારા રૂપનું દર્શન કરી પાગલ બની ગયો છું. તું હારા સૌન્દર્યને છુપાવવા ગમે તેટલો પ્રયત્ન કરે તો પણ તે છુપાઇ શકે તેમ નથીજ; કેમ કે,

કરે લાખો પ્રયત્નો તોય આખર સહુ થાકયાં,
ખિલ્યાં મુગ્ધા તણાં અંગો એ ઢાંકયા નવ રહે ઢાંકયાં;
થયાં છે નેત્ર અણિઆળાં, ભરેલાં પૂર્ણ મદવાળાં,
ચપળ પગલાં હવે હળવાં વળે રતિનાથનાં હાંકયાં.
નિતંબો પણ થયાં ભારી, કઠિનતા કુચદ્વયે ધારી;
હતાં કાચાં ફળો તે કહેઃ—'હમે પાકયાં હમે પાકયાં'.
ચઢી ચાળે, ઉછાળે એ થતાં પગલાં જુવાનીનાં,
અનંગે અંગ ઢાંકી અંગ જાણે ચિત્રમાં આંકયાં.

પ્રિયતમા ! ભોકતા વિના ભોજ્ય વસ્તુનું કાંઈ મૂલ્ય નથી. મ્હારા જેવા રસિક મધુકરને તું નિરાશ ન કર.

હવે બાળા નહિ પણ નવ યુવાનીમાંહી આવી છે,
અનંગે અંગમાં મદની છટા છાંટી બતાવી છે;

ચપળતા ચક્ષુમાં ગંભીરતા મુખમંડળે વિલસે,
કળી કોમળ હતી તેને ખીલેલી બસ બનાવી છે;
કરી પોકાર ચિહ્નો એ જગતને સૂચના આપે,
ઘડી રંગત ઉડાવાની હવે નજદીક આવી છે.”

આમ કહી ગોપીલાલ-પાગલની માફક ધસ્યો. લલિતા એ નરપશુના પંઝામાંથી છટકવા દ્વાર તરફ ગઈ; પરંતુ કામોન્મત્ત બનેલો ગોપીલાલ બળપૂર્વક તેને પોતાની પાસે ખેંચી લાવ્યો. લલિતાએ કહ્યું, “ના કરો, તમે મ્હારી આખી જીંદગીની પાયમાલી ન કરો. જે માસ્તરાણીએ મ્હને છેતરી તમારો શિકાર બનાવી છે તેને રૌરવ નર્કમાં પણ સ્થાન મળશે નહિ. એક કુમારિકાનું શીયળ લૂંટાતાં તેની આખી જીંદગી બરબાદ થઈ જાય છે. મ્હારા તરફ આટલા બધા નિર્દય ન થાઓ.

ગઈ જો એક વેળા શુદ્ધતા કન્યા કુંવારીની;
ગઈ તો જીંદગાની બસ સમજો શુદ્ધ નારીની
બુરો છે દાગ એવો એ કદિ પણ જે ન ધોવાતો,
જવા દો, ના બનો નિર્દય ત્યજો આ પાપની વાતો.

આમ કહી લલિતા કામ વિહ્વળ બનેલા પાપાત્મના પંઝામાંથી છૂટવાનો પ્રયત્ન કરવા લાગી; પરંતુ તેનો એ પ્રયત્ન સફળ થયો નહિ. બળપૂર્વક તેના અધરોષ્ઠ ઉપર ચુંબન કરી હવસના ગુલામ ગોપીલાલે કહ્યું, “હજી તું પુણ્ય અને પાપને પકડી રહી છે!

આ પાપ ને આ પુણ્ય એ દુનિયાની વાતો છે,
ઠગારા શાસ્ત્રીઓની છે, સહૂ ઠગવાની ઘાતો છે;

હમારો ધર્મ રોકડીઓ કે આ ભવમાંજ સુખ લેવું,
દિવસ આનંદમાં વીતે અને આનંદ રાતો છે.

તું ત્હારા દુરાગ્રહનો ત્યાગ કર. મ્હારી માગણીને માન આપ્યા સિવાય આજે તું અહીંથી છટકી શકનાર નથી—સાક્ષાત ઇશ્વર પણ તને આજે બચાવનાર નથી."

લલિતા જેવી એક કોમળાંગી બાળિકા ગોપીલાલ જેવા કામોન્મત્ત તરૂણને દૈહિક બળમાં કેવી રીતે પહોંચી શકે ? કોમળ હરિણી આજે નિષ્ઠુર શિકારીના સપાટામાં સપડાઇ હતી. લલિતાએ તિરસ્કાર તેમજ ક્રોધયુક્ત દૃષ્ટિથી ગોપીલાલ તરફ જોઇ કહ્યું, અનાચારની અવધિ થાય છે. ઇશ્વરનો જરા તો ડર રાખો.

'શર્મ રાખો, શર્મ રાખો,' શિશ પર કિરતાર છે,
શબ્દ આ વિદ્વાનના ધિક્કાર છે ફિટકાર છે;
ઓળખ્યો ઓ મોર પીંછામાં છુપેલા કાગડા,
સભ્યતાના વેશમાં શયતાનનો અવતાર છે.

મોહાંધ નરદૈત્ય ! તું ભૂલે છે. ત્હારામાં અક્કલનો અંશ માત્ર હોત તો આ કાયા જે નરકના ભંડાર સ્વરૂપ છે તેનું બાહ્ય–ક્ષણ ભંગુર સૌંદર્ય જોઇ તું આવો ઉન્મત્ત બની જાત નહિ.

જે જઘનને કરિકર કહે, તે મલિન જળ આગાર છે,
જેને કહે છે ચંદ્ર તે મુખ, શ્લેષ્મનો ભંડાર છે;
કાંચન કલશ સમ કુચ કહે તે ગ્રંથિયો બે માંસની,
કાયા કુમારીની નહિ પણ નરકનો અવતાર છે.

હું સાફ કહું છું કે, જો સીધી રીતે મ્હને અહીંથી નહિ

જવા દેવામાં આવે તો મદદ માટે હું બૂમો મારી લોકોને એકઠા કરીશ."

"ઠીક છે, તું સીધી રીતે નહિ માને તો હું તને બળાત્કારે મનાવીશ." આમ કહી ટેબલ ઉપર પડેલો રૂમાલ ઉંચકી લઇ ગોપીલાલે બળપૂર્વક લલિતાના મુખ ઉપર ઢાંકી દીધો પછી તેણે એ વિશ્રામગૃહની એક આલમારી ઉઘાડી તેમાંથી એક ન્હાની શીશી બ્હાર કાઢી, તેનો બુચ ખોલી નાખી તેમાંના પ્રવાહી પદાર્થનાં બેચાર ટીપાં લલિતાના મુખ ઉપર રૂમાલમાં નાખ્યાં. ક્ષણુ કાળમાંજ લલિતા બેહોશ બની ગોપીલાલના બન્ને હાથમાં ઢળી પડી.

( ૧૪ )

યથા સમયે હરિપ્રસાદ શેઠ મુંબાઇથી પાછા આવ્યા. મુંબાઇથીજ તેઓ મેલેરીઆ તાવને લઇ આવ્યા હતા. ઘેર આવ્યા પછી તાવનું પ્રમાણુ ઘણું વધી ગયું. તેમનો ઘણો ખરો વખત બેશુધ્ધાવસ્થામાં પસાર થવા લાગ્યો. અમદાવાદના પ્રખ્યાત ડૉક્ટરો અને વૈદ્યોના સઘળા પ્રયત્ન વૃથા થયા અને કેવળ પાંચ દિવસ સુધી રોગ ભોગવી હરિપ્રસાદ શેઠ આ માયાવી મૃત્યુલોકનો ત્યાગ કરી ગયા. શેઠના માનમાં આખા શહેરમાં હડતાળ પડી. ઘણાં સ્થળોએથી દિલસોજીના સંદેશાઓ આવ્યા. સ્થાનિક વર્ત્તમાનપત્રોએ પોતાના અગ્રલેખોમાં શેઠના જીવનની ટૂંકી રૂપરેખા આંકી તેમના સદ્‌ગુણો તથા ઉદ્યોગશીલતાની મુક્ત કંઠે પ્રશંસા કરી. મૃત્યુ થતાં પૂર્વે શેઠે વસીઅતનામું કરી અમુક વિશ્વાસ-

પાત્ર માણુસોને ટ્રસ્ટી તરીકે નીમ્યા હતા. એ ટ્રસ્ટીઓમાં પાર્વતીશંકર તથા મદનચંદ્રનાં નામ પણ હતાં. રંભાનો પુત્ર પચ્ચીસ વર્ષની ઉમ્મરનો ન થાય ત્યાં સુધી મિલકતની તથા વેપાર ધંધાની વ્યવસ્થા કરવાનું કામ મદનચંદ્રને સોંપવામાં આવ્યું તથા મહત્વનાં કાર્યોમાં તેણે બીજા ટ્રસ્ટીઓની સલાહ લઇ વર્તવું એવો વસીઅતનામા કિંવા મૃત્યુપત્રમાં ઉલ્લેખ કરવામાં આવ્યો હતો. જો કે પાર્વતીશંકર ટ્રસ્ટી તરીકે નીમાયાથી રંભા ઘણી નારાજ હતી; પરંતુ શેઠે કેટલાક સંભાવિત માણુસોની હાજરીમાં મૃત્યુપત્ર કરાવેલું હોઇ એ વખતે રંભાથી કાંઇ પ્રતિવાદ કરી શકાય એમ ન હોતું. મદનચંદ્ર તથા નવલશા નાણાવટી ટ્રસ્ટીઓમાં નીમાયલા હોવાથી તેમની મદદથી પાર્વતીશંકરને અળગો કરી શકાશે એમ વિચારી રંભાએ પોતાના અંતરાત્માનું સમાધાન કર્યું હતું.

પતિના પરલોકવાસથી રંભા વિધવા થયેલી હોવા છતાં એ માટે તેને વિશેષ શોક થયો હોય એમ લાગતું ન હોતું; આમ છતાં લોકલાજથી તે બ્હારથી એટલો બધો શોકાડંબર દર્શાવતી હતી કે, સહુ તેની પતિભક્તિ માટે ધન્ય ધન્ય શબ્દો ઉચ્ચારતાં હતાં. શેઠના મૃત્યુથી જો કોઇને સહુ કરતાં વિશેષ શોક થયો હોય તો તે પાર્વતીશંકરને થયો હતો; પરંતુ વિધાતાના વિધાન આગળ તુચ્છ માનવનું શું ચાલી શકે ! લલાટલિપિનું ખંડન કોણ કરી શકે ?

કાળ કોઇની રાહ જોઇ બેસી રહેતો નથી તથા માનવના શોકનો આવેગ પણ કાળના પસાર થવા સાથે ઓછો થતો જાય છે. ધીમે ધીમે હરિપ્રસાદ શેઠના મૃત્યુનો શોક પણ ઓછો થવાથી

લાગ્યો અને જગતના નિયમ પ્રમાણે બધું કામકાજ પ્રથમની માફક ચાલવા લાગ્યું.

પતિના મૃત્યુ પછી રંભાએ ખુણો પાળ્યો હતો. દિવસે લોકલાજના ભયથી તે બ્હાર નીકળી શકતી ન હોતી. પાર્વતીશંકરનો જે દિવસે રંભાએ તિરસ્કાર કર્યો હતો તે દિવસથી એ બીજા સ્થળે રહેવા ચાલ્યો ગયો હતો. રંભા તથા મદનચંદ્રના સ્વભાવથી તેમજ વર્તનથી તે માહિતગાર હોવાથી તેણે શેઠના મૃત્યુ પછી તેમને બંગલે જવા આવવાનું બંધ કર્યું હતું. પોતાની આજીવિકાના નિર્વાહ અર્થે તેણે સ્વતંત્ર વ્યવસાય ચાલૂ કર્યો હતો. વિના વિલંબે પોતાની જ્ઞાતિના એક પ્રતિષ્ઠાસંપન્ન ગૃહસ્થની સુશિક્ષિતા, સચ્ચરિત્રા કન્યા સાથે તેનું લગ્ન પણ થઇ ગયું. હરિપ્રસાદ શેઠે પોતાના અંતકાળ વખતે પાર્વતીશંકરને પાંચ હજાર રૂપિયાની રકમ બક્ષિસ તરીકે આપી હતી.

શેઠના મૃત્યુ પછી મદનચંદ્રના પ્રથમની પરિસ્થિતિ પલટાઈ ગઇ હતી. શેઠના બહોળા વ્યવસાયનો તે કર્ણધાર બનેલો હોવાથી કોઇ પણ પ્રકારની રોકટોક સિવાય શેઠની સંપત્તિથી અયશ આરામ ભોગવવા લાગ્યો હતો. બીજી તરફથી શેઠાણી તેના ઉપર મોહાંધ બનેલી હોવાથી મદનચંદ્રને તે સ્વેચ્છાનુસાર વર્તવા દેતી હતી. હવે રંભાને કોઇનો ડર રહ્યો ન હોતો. અમે લખી ચુકયા છીએ કે, લોકલાજને લીધે તે બંગલો છોડી બ્હાર જઇ શકતી ન હોતી; પરંતુ મદનચંદ્ર હમ્મેશાં બંગલે આવી તેને મળતો હતો.

## ( ૧૫ )

સાંજના છ વાગવા આવ્યા હતા સારંગપુર દરવાજા બ્હાર આવેલા માધવબાગમાં સ્ત્રીઓને હરવા ફરવા માટે અલગ પાડવામાં

આવેલા વિભાગમાં બે નવયુવતીઓ એક બીજી સાથે નિર્લજ્જ ચેષ્ટા કરતી હતી. એ બે નવયુવતીઓમાંની એક યશોમતી હોઇ પાઠક પાઠિકાઓ સાથે અમે તેનો પરિચય કરાવી ચુકયા છીએ. બીજી નવયુવતીની ઉમ્મર લગભગ પચ્ચીસેક વર્ષની હોઇ તેનું નામ તરલા હતું. તે માંડવીની પોળમાં આવેલી એક ન્હાની પોળમાં રહેતી હોઈ યશોમતીની બ્હેનપણી થતી હતી. તરલાના શરીરનો રંગ ગોર હતો. તેના શરીરનો બાંધો મજબુત હતો. તેની બન્ને આંખોમાં જાણે કે ભયંકર કામજ્વાળા સળગી રહી હોય એવો ભાસ થતો હતો. હમણાં તેણે એક ફેન્સી છાપલ પહેર્યું હતું. ફેન્સી પોલકાના રૂપાના આંકડાઓ બંડખોર બનેલા સ્તનને મહામુસિબતે બંધનમાં રાખી શકતા હોય એમ સ્પષ્ટ દેખાતું હતું. તરલાના ગાલ ઉપર એક છુંદણું જોવામાં આવતું હતુ. તેના જમણા તથા ડાબા હાથ ઉપર 'રામ નામ સત્ય છે.' એવા શબ્દો છુંદવામાં આવેલા દેખાતા હતા. તેના સુગંધિત તેલથી તરબોળ બનેલા ચોટલામાંથી તીવ્ર સુવાસ આવતી હતી. એક રેશમી રૂમાલનો છેડો ચણીઆમાં ખોસી તેનો બીજો ભાગ બ્હાર લટકતો રાખવામાં આવ્યો હતો. કમરની બીજી બાજૂએ ચણીઆ સાથે કુંચીઓનું એક ઝમખું લટકતું હતું.

કામથી વિવશ બનેલાં આશક માશુક એકાંતમાં જેવી ચેષ્ટા કરે, તેવી ચેષ્ટા યશોમતી અને તરલા એકબીજીની સાથે હમણાં રાજનગરના જાહિર બગીચામાં કરતી હતી. તેઓ વારંવાર એક બીજીના અંગને આલિંગન કરી અરસપરસના અધરોષ્ઠપર ચુંબન કરતી હતી!

થોડા સમય સુધી એવી શ્રૃંગાર ચેષ્ટા કરી યશોમતી ચાળા ચટકા કરી અભિનય સહિત નિમ્નલિખિત કાવ્ય તરલાને ઉદ્દેશી મૃદુસ્વરે ગાવા લાગી,

" કોઇ રસ ભોગી રસિયા સાથે આ આંખલડી લડી,
જણાએ ચતુરા ચિત્તથી ચળી;
પ્રેમદા પ્રણય પંથમાં પડી.
મુખના ભાવ છુપાવા જોતી નીચું લળી લળી,
નજર કરી તિર્છિંને વળી-વળી;
ભોગી ભ્રમરાને કુસુમ કળી.
અમિદૃષ્ટિની ઝડી વરસતાં, અંગ ખડી થઇ ફળી,
પ્રણય બિજ રૂપ હતી છૂપેલી થઇને રોમાવળી.
મદનશર થઇ બ્હાર નીકળી;
વિરહ વિધુરોને દેવા દળી.
વામા વલ્લભ વશકર બંધન બાંધી અલકાવળી;
પ્રમદા બની પિયુમય પિયુ પ્રમદામાં પ્રમદામય ગળી,
જેમ દૂધમાંહી સાકર ભળી;
સુગંધિ સોના સાથે મળી."*

યશોમતી સંગીત માંઇ રહી એટલે તરલાએ પણ અભિનય સહિત લલકાર્યું કે,

" ઉપરથી અમૃત, અંદરથી ઝેરી જીવ લેનારું રે,
જીવલેણ જોબનિયું કયાંથી આવ્યું બ્હેન અકારું;
આ જીવ લેવા સારું.

ઉત્તરમાં યશોમતી એ ગાયું કે,

"મદન વૈદ્ય મારેલું સોમલ આપે હિત કરનારૂં રે,
ઝેર છતાં જીવન દેનારૂં વિરહ રોગ હરનારૂં,
એ સુખદેવા સારૂં.

તરલાએ કહ્યું,

ઉપચારો અવળા પડતા આ દિલનું દર્દ ન્યારૂં રે,
જેમ દવા થાની તેમ વધતું કીધું જીવન ખારૂં;
આ જીવ લેવા સારૂં.

યશોમતી:—

ન્હાનાં નદી નાળાં તે મીઠાં સાગરનું જળ ખારૂં રે,
ખારૂં પણ રત્નાકર રૂપે જગને સુખ દેનારૂં;
એ સુખ દેવા સારૂ.

તરલા:—

સાગર પણ રત્નાકર નાહીં એ હું દુ:ખસાગર ધારૂં રે,
શોધ્યો મળે નહિં કયાંઇ કિનારો કેમ બચે કોઇ તારૂ;
આ જીવ લેવા સારૂં.

યશોમતી:—

જોબનિયાનું જળ જાદુઇ ઉંડું પણ પ્રિય કરનારૂં રે,
અનુભવ હીણા ઉપર તરતા ડૂબે સાચો તારૂ;
એ સુખ સારૂં

તરલા:—

ડૂબે તે નિકળે કયમ પાછું મનમાં એજ વિચારૂં રે,
જોઉં પણ કંઇએ નથી સુઝતું આંખ છતાં અંધારૂં
આ જીવ લેવા સારૂં

યશોમતીઃ—

પ્રેમી હૃદય કોઇ આવી મળશે ડૂબને ઠર થરનારૂં;
ટળશે સહુ આ અંતર પીડા થાશે જગ ઉજ્યારૂં
એ સુખ દેવા સારૂં.*

બગીચાની અંદર બે સખીઓનો જ્યારે આવી રીતે શૃંગાર વિનોદ ચાલતો હતો ત્યારે બ્હાર ફૂટપાથ ઉપર ઉભો રહી એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર ગોપીલાલ મોહમુગ્ધ બની જઇ એ બન્ને સખીઓના હાવભાવ તથા અભિનયાદિનું કામી દૃષ્ટિથી દર્શન કરતો હતો. એવામાં અચાનક તરલાની નજર તેના તરફ આકર્ષાઈ. તરલાએ ગોપીલાલ તરફ એક તીવ્ર કટાક્ષ ફેંકી નીચું જોઇ અગઃ ઉથી લખી રાખેલો એક પત્ર પોલકાના ખીસ્સામાંથી બ્હાર કાઢી યશોમતીના હાથમાં આપ્યો યશોમતી તરલાના અંતરના ભાવને સમજી ગઈ. તેણે એક વખત આસપાસ નજર ફેરવી ધીમે પગલે કમ્પાઉંડ નજીક આવી પેલો પત્ર ગોપીલાલ તરફ ફેંક્યો. અને પછી ગોપીલાલને ત્યાંથી વિદાય થઇ જવાનો સંકેત કર્યો. ગોપીલાલ વિના વિલંબે પેલો પત્ર ઉપાડી લઈ ઉત્ફુલ્લચિત્તે બગીચાના નાકા ઉપર ગયો. પછી પુરૂષો માટે અલગ પાડવામાં આવેલા બગીચામાં જઈ તે એક બેન્ચ ઉપર બેઠો. નજીકમાં બીજું કોઇ નહોતું. ગોપીલાલ અનાયાસે મળી આવેલો પેલો પત્ર વાંચવા ઘણો અધીર બની ગયો હતો. મનુષ્યનું મન જ્યારે મોહાંધ બને છે ત્યારે સારાસારનો વિચાર કરવાની તેની શક્તિ

---

* રા. દિવાના.

દૂર થઈ જાય છે. ગોપીલાલ વિના વિલંબે પત્ર ખોલી વાંચવા માંડયો. એ પત્રમાં નીચેની હકીકત લખેલી હતી. અક્ષરોનો મરોડ વાંકોચુંકો હોવા છતાં તેમાં વ્યાકરણની અગર જોડણીની ભુલો નહોતી.

"પ્રાણાધિક પ્રિયતમ !

મ્હેં બે ચાર વખત રસ્તેથી જતાં આવતાં આપનું દર્શન કર્યું છે. આપને પહેલવ્હેલા જોયા ત્યારથી મ્હારૂં ચિત્ત ચકડોળે ચઢયું છે. એ પ્રથમ દર્શન થયું ત્યારથીજ મ્હારા અંતરની વીણાના તાર નાચી ઉઠયા છે. મ્હારા દિલમાં એવું મધુરૂં દર્દ ઉત્પન્ન થયું છે કે, જે આપના પ્રણયાલિંગન વિના મટવું સર્વથા અશકય છે આપ રસિક પુરૂષ છો, આપ પંડિત છો તેથી એક પ્રેમદાની પ્રણયપિપાસા કેવી તીવ્ર હોય છે તે સહેલાઈથી વિચારી શકો તેમ છો.

આ પ્રેમ એવી વસ્તુ છે જે સ્વાર્થને નથી માનતી;
લજ્જા તથા જનમાનને પણ તે કદા ન પિછાનતી.

જો જો પતંગ બળી મરે દીપક પરે નિઃસ્વાર્થ તે;
ને પ્રાણ અર્પે છે ચકોરો ચંદ્ર પર નહિ સ્વાર્થ તે.

હે પ્રાણવલ્લભ ! પ્રેમદા આ પ્રેમની છે ભોગિની;
ને કચ્છતી ના વૈભવો ને પ્રેમની છે યોગિની.

મમ નેત્ર આ આતુર રહે છે તવ વદનના દર્શને;
ને કચ્છતું આ હૃદય નિશદિન તવ તનના સ્પર્શને.

સૌભાગ્યહેતો ! જીવના આધાર સત્વર આવજો.
ને સ્નેહજલ સિંચન કરી આ વિરહવન્હિ સમાવજો.
(ઠક્કુર નારાયણ.)

આવતી કાલે સ્હાંજના ત્રણ વાગે હું આ સ્થળે આવીશ; એ વખતે આપ આ બગીચામાં બેસી મ્હારી રાહ જોજો. નિર્વિઘ્ને આપણે એકબીજાને એકાંતમાં મળી શકીએ એવું એક ગુપ્ત સ્થળ મ્હારા જાણવામાં છે. કાલે આપ યથા સમયે આ રંક સેવિકાને દર્શન નહિ આપો તો ચંદ્ર વિયોગે ચાતકની જેવી સ્થિતિ થાય તેવી જ મ્હરી સ્થિતિ થઇ જશે. દાસી ઉપર દયા લાવી તેને આપના દર્શન સુખથી વંચિતા કરશો નહિ એવી નમ્ર-પ્રાર્થના સહ વિરમુ છું.

લિ૦ આપના પ્રેમની તરસી તરલા."

આ પત્ર વાંચી જોઇ ગોપીલાલ વિસ્મિત બની ગયો. એક-તદ્દન અજાણી નવયુવતી રસ્તે જનાર આવનાર કોઇ પાપી પુરૂષને કટાક્ષ બાણથી વીંધી અગાઉથી લખી રાખેલો પત્ર આપી, ઇચ્છિત પરંતુ ગુપ્ત સ્થળે દયિતને લઇ જઇ પ્રણયક્રીડા કરતી હશે એવી તેના અંતરમાં આજ સુધી કલ્પના પણ ઉપજી નહોતી. તે સ્વગત વિચારવા લાગ્યો, "કેવો વિલક્ષણ યોગાયોગ ! જે નવયુવતીએ અગાઉથી લખી રાખેલો પ્રેમ પત્ર આજે મ્હને આપ્યો છે તેવી રીતે અગાઉ તેણે બીજા પુરૂષોને પણ આવા પ્રેમ પત્રો નહિ આપ્યા હોય કે ? મ્હને આ નવયુવતી તરલાનું જીવન રહસ્ય ઘણું ભેદ ભરેલું જણાય છે. કોઇ પણ રીતે મ્હારે એ ગુપ્ત ભેદ ઉકેલવો જોઇએ."

પોતાના મન સાથે આવો વિચાર કરી ગોપીલાલ ઉઠી ઉભો થયો તથા જે સ્થળે તેને તરલનો પ્રેમપત્ર મળ્યો હતો એ સ્થળે જઇ તેણે બગીચામાં નજર ફેરવી. તો તરલા તેમજ ગોમતી તેની નજરે પડી નહિ. તેઓ બન્ને એ બગીચામાંથી બ્હાર ચાલી ગઇ હતી. અંતરના ઊંડાણમાંથી અજાનજન્ય મેં'હને પરિણામે એક નિઃશ્વાસ મૂકી ગોપીલાલ ઘર તરફ વિદાય થયો.

ગોપીલાલ અને તરલાનું બીજે દિવસે પુનર્મિલન થય તે પહેલાં તરલાના જીવનની કેટલીક હકીકત અત્રે રજૂ કરવી અમને ઉચિત લાગે છે.

અમે લખી ચુકયા છીએ કે, તરલા માંડવીની પોળમાં આવેલી લાલા ભાઇની પોળમાં રહેતી હતી. તે અમલ અનાથજ તરફની રહેવાસી હોઇ તેની બાલ્યાવસ્થામાં જ તેનો પિતા પરલોકવાસી થયો હતો તથા તે પોતાની પાછળ કુટુમ્બનું ગુજરાન ચાલી શકે એવી વ્યવસ્થા રાખી નહિ ગયેલો હોવાથી પાછળથી તરલાની માતા મહાકષ્ટે પોતાનું તથા પોતાની કન્યાનું પાલન કરવા લાગી વળી તરલા વણિક્જાતિની હોવાથી તેની માતા ભિક્ષા માગીને પોતાનું તેમજ પુત્રીનું પ્રતિપાલન કરી શકે તેમ નહોતી તરલની માતાએ જે કષ્ટ વેઠી પુત્રીને મ્હોટી કરી હતી તે કષ્ટનું વર્ણન કરવાની જરૂર નથી. અભાવથી સ્વભાવ બગડે છે એવું વિબુધ જનોનું જે કથન છે તે સર્વાંશે સત્ય છે. મૂળથી જ તરલા દેખાવડી હતી. ધીમે ધીમે તે બાર તેર વર્ષની થઇ. એ વખતે જો તેની માતાએ ધાર્યું હોત તો તે

તરલાને કોઇ સત્પાત્રના હાથમાં અર્પણ કરી નિશ્ચિંત થઇ શકત. પરંતુ એમ કરવાથી પોતાના ભાવી જીવનની કેવી દુર્દશા થશે એ તે વિચારી શકતી નહોતી. કોઇ માલદાર માણસ સાથે કન્યાનું લગ્ન કરી ઓછામાં ઓછી હજારેક રૂપિઆની રકમ મેળવવાનો તરલાની માતાએ પોતાના મન સાથે નિશ્ચય કર્યો હતો. પુત્રીના ભવિષ્ય કરતાં પોતાના ભવિષ્યની તેને વિશેષ ચિંતા હતી.

એવામાં અમદાવાદનો એક વણિક પુરૂષ ફરતો ફરતો શ્રીનાથજી જઇ પહોંચ્યો. એ પુરૂષની ઉમ્મર એ વખતે પીસ્તાળીસેક વર્ષની હોઇ તે વિધુર થયેલો હતો. અગાઉની સ્ત્રીથી તેને એક કન્યાનો જન્મ થયેલો હોઇ એ કન્યાનું લગ્ન સુધ્ધાં થઇ ગયું હતું. ચાલુ જમાનામાં સંયુક્ત કુટુંબના લાભો તરફ હિંદુ જનતાનું લક્ષ્ય ખેંચતાં પૂર્વે સંયુક્ત કુટુંબની સંસ્થાઓમાં ચાલી રહેલા કલહ કંકાસો અને કુસંપ તરફ લક્ષ્ય આપી સમાજહિતૈષીઓએ તે દૂર કરવાના યત્ન આદરવા જોઇએ ઉપરોક્ત વણિક ગૃહસ્થ ડાહ્યાભાઇને સગો ભાઇ હોવા છતાં તે અલગ રહેતો હોઇ બન્નેને બનતું નહોતું. ડાહ્યાભાઇની કન્યા પરણીને સાસરે ગઇ હતી તેથી ઘરમાં તેને કોઇ રાંધી ખવડાવનાર નહોતું વળી તેની આવક માસિક ફક્ત ચાળીસેક રૂપિયાની હોવાથી નોકર ચાકર રાખી ઘરસંસાર ચલાવવાનું તેને માટે અશક્ય હતુ તેની જ્ઞાતિમાં કન્યાવિક્રયનો રીવાજ હોઇ ત્રણેક હજાર રૂપિયા ખરચ્યા સિવાય તેના જેવા પ્રૌઢ માણસને જ્ઞાતિમાંથી કન્યા મળવાનો બિલકુલ સંભવ નહોતો. ડાહ્યાભાઇ જુના વિચારનો હોઇ તે વૈષ્ણવ ધર્મ પાળતો હતો. તેનો સ્વભાવ કંજુસ હોવાથી તેણે મહા મુશિબતે

હજારેક રૂપિયાની રકમ એકઠી કરી હતી. ઉત્તર હિંદુસ્તાનમાં થોડી રકમ ખરચવાથી ફુટડી કન્યા મળી શકે છે એમ વિચારી તે ફરતો ફરતો શ્રીનાથજી જઈ ચઢયો. દૈવયોગે, તેની તરલાની માતા સાથે ઓળખાણ થઇ. ડાહ્યાભાઈની ઓળખાણ થતાં તથા તે વિધુર છે એવું જાણતાં તરલાની માતાએ પોતાના મન સાથે અમુક સંકલ્પ કરી તેને પોતાને ત્યાંજ ઉતારો આપ્યો. તરલા કુમારિકા હોઈ તેના જેવી ખુબસુરત પત્ની મેળવવા માટે ડાહ્યાભાઇ અધીર બની ગયો. એની આંતરિક ઈચ્છા જાણવામાં આવતાં તરલા ભયભીત બની ગઇ; પરંતુ માતાની ઇચ્છા વિરૂધ્ધ વર્તવાની શકિત નહિ હોવાથી નિરૂપાયે તેને મૌન ધારણ કરવું પડયું. બે ચાર દિવસ પછી તરલાની ગેરહાજરીમાં ડાહ્યાભાઈએ તરલાની માતા સમક્ષ પોતાની ઈચ્છા દર્શાવી. કેટલીક રકઝકને અંતે આઠસો રૂપિયામાં સાટું નક્કી થયું. તરલાની માતાને આઠસોની રકમ આપવા ઉપરાંત જાણસો અને લગ્નના ખરચની રકમનો ભાર પણ ડાહ્યાભાઈને વેઠવાનો હોવાથી એકંદરે પંદરસો રૂપિયાનું ખરચ થવા સંભવ હતો. પરદેશી માણસના વચન ઉપર વિશ્વાસ રાખી લગ્નનો દિવસ લંબાવવાનું ડાહ્યાભાઇને ઉચિત લાગ્યું નહિ. પંદર દિવસ પછી આવતું એક શુભમુહૂર્ત નક્કી કરવામાં આવ્યું. લગ્ન સંબંધીની તેમજ પૈસાની જોગવાઈ કરવા ડાહ્યાભાઇ તરતજ અમદવાદ પાછો ફર્યો. તથા સઘળી વ્યવસ્થા કરી અમુક ગણ્યાં ગાંઠયાં અંગત સંબંધીઓને સાથે લઈ પાછો શ્રીનાથજી જઇ પહોંચ્યો.

યથા દિવસે તરલા સાથે ડાહ્યાભાઇનું લગ્ન થઇ ગયું.

દીકરીને ગાય દોરે ત્યાં જાય એ પ્રમાણે તરલા ડાહ્યાભાઈની નવ-વધૂ થઇ અમદાવાદમાં આવી. તરલા અમદાવાદ આવી ત્યાં સુધી તે હિંદુસ્તાની ભાષામાં વાતચિત કરતી હતી; પરંતુ પોતાની ચપળ બુધ્ધિને પરિણામે વિના વિલંબે તે ગુજરાતી લખવા વાંચવાનું તથા બોલવાનું શીખી શકી.

આવા કજોડાનું પરિણામ કેવું આવે તે વિચારશીલ વ્યકિત સહેલાઇથી સમજી શકે તેમ છે. ડાહ્યાભાઈ આખો દિવસ નોકરી કરવામાં ગુંથાયલો રહેતો હતો. બીજી તરફથી તરલાને ઘર ખાવા ધાતું હતું. પ્રૌઢ પતિ કંજુસ હોવા છતાં નવવધૂ માટે પેટે પાટા બાંધી પૈસા ખરચતો હતો તથા તરલાને જોઇતી હરેક વસ્તુ અકુંઠિત ચિત્તે લાવી આપતો હતો. પૂજારી જેવી રીતે દેવમૂર્તિને વિવિધ આભુષણે.થી શણગારી મુગ્ધ દ્રષ્ટિથી એ પરમ શોભામયી પ્રતિમા તરફ જોઇ રહે તેવીજ સ્થિતિ ડાહ્યાભાઇની હતી. તરલા પતિના ઘરમાં હરેક પ્રકારે સ્વતંત્ર હતી; ધીમે ધીમે કેટલીક રખડેલ સ્ત્રીઓ સાથે તેનો પરિચય થયો. યશોમતી સાથે પણ વિના વિલંબે તેની ઓળખાણ થઇ તથા એ કળિયુગની કુલટાએજ તરલાના અધઃપતનનો માર્ગ ખુલ્લો કર્યો. યશોમતી તરલાને ભુલાવી તેને પાપ માર્ગે ખેંચી ગઈ. અંતે બન્ને જણીઓ એક બીજાના જીવનની છુપી વાતોથી માહિતગાર થઇ તેમ તેમ તેમનો બન્નેનો સંબંધ અધિકતર દૃઢ થયો.

મનુષ્યે જ્યાં સુધી પાપના પગથીઆ ઉપર પગ નથી મૂક્યો હોતો ત્યાં સુધીજ તેના અંતરમાં પાપનો તથા ઇશ્વરનો ભય રહે છે; પરંતુ એક વખતે પાપ માર્ગે ચઢયા પછી પાછા

વળવાનું કામ અશક્ય છે. ધર્મ માર્ગ અટપટો હોઈ પૂર્વ જન્મોનાં સત્કૃત્યો અને આ જન્મની સાધના તેમજ સંયમ સિવાય મનુષ્ય એ અટપટા માર્ગને વટાવી જીવનને સફળ કરી શકતું નથી. બીજી તરફથી અધર્મનો માર્ગ સરળ હોવા છતાં તેનું પરિણામ ઘણું દુઃખદાયક અને ભયંકર છે એમ મનુષ્ય જાણતું હોવા છતાં છતી આંખે અંધ બની આ પ્રલોભનને રસ્તે સહેલાઈથી આગળ વધે છે. ધર્મના માર્ગને કઠિન અને અધર્મના માર્ગને સરળ બનાવવામાં પણ ઇશ્વરનો ગુપ્ત ઉદ્દેશ સમાયલો છે. અંતર્ચક્ષુ ખુલ્યા સિવાય, સ્વધર્મનો મહિમા સમજ્યા સિવાય ધર્મમાર્ગના મહત્વને સમજી શકતું નથી. ઇશ્વર વિવિધ પ્રકારનાં સંકટોની કસોટીથી મનુષ્યના ચારિત્ર્યની કસોટી કરે છે. સયમ સિવાય, તથા કષ્ટો સહન કર્યા સિવાય, સાધના તેમજ ભક્તિ સફળ થતી નથી.

તરલા અવળા માર્ગે-પાપ માર્ગે ચઢી તેમાં કોનો દોષ હતો? પોતાનો સ્વાર્થ અને પાશવિક વાસના ચરિતાર્થ કરવા માટે તરલા જેવી કુમારિકા કન્યાને વેચાણ લઇ તેના જીવનને ધૂળધાણી કરી નાખવાનો ડાહ્યાભાઈને શો અધિકાર હતો? જે જનેતાએ નવ માસ સુધી તરલાનું પોતાના ઉદરમાં પોષણ કર્યું હતું તેને પોતાની ગરીબ ગાય જેવી છોકરીને વેચી પાપી પેટનો ખાડો પૂરવાનો શો અધિકાર હતો? વૃક્ષ પોતેજ પોતાના ફળને ખાય તો દોષ કોને દેવો?

વળી તરલા હિંદુ કન્યા હોવા છતાં તેને ધર્મ કર્મનું શિક્ષણ મળ્યું નહોતું કેવળ અક્ષરજ્ઞાન મેળવી તે સ્ત્રી જીવનના

કર્ત્તવ્ય કર્મને કેવી રીતે સમજી શકે? જો તેને કોઇ સામાન્ય સ્થિતિના વીસ પચીસ વર્ષની ઉમ્મરના સચ્ચરિત્ર, વિદ્યોત્સાહી અને ઉદ્યમશીલ યુવક સાથે પરણાવવામાં આવી હોત તો કદાચ તેના જીવનનું આવી રીતે અધઃપતન થાત નહિ; પરંતુ ડાહ્યાભાઇએ જ્યારે એક કસાઇનું કામ કર્યું હતું ત્યારે તરલાની માતાએ કેવળ પોતાના સ્વાર્થને સાધ્યો હતો. અમે આટલું વિવેચન કરી તરલાને નિર્દોષી ઠરાવવા ઇચ્છતા નથી; પરંતુ વિશેષ દોષપાત્ર કોણ હતું તે દર્શાવવા આટલું લખવું પડ્યું છે. પાઠક! તરલા સાથે ગોપીલાલની બીજે દિવસે મુલાકાત થાય તે પહેલાં આપણે અમદાવાદથી લગભગ એક ગાઉને અંતરે આવેલા એક મહંત-રાજના મંદિરની ગુપ્તલીલા જોઇ આવવાની જરૂર છે; કેમ કે, આપણા આ કથાનકનાં કેટલાંક પાત્રોનો એ મંદિર સાથે સંબંધ હોવાથી એ મંદિરનો કેટલોક છુપો ઇતિહાસ પ્રથમથી રજૂ કરવો આવશ્યક લાગે છે.

## (૧૬)

જે મંદિરનો ઉલ્લેખ અમે કરી ચુકયા છીએ તે અમદાવાદ શહેરથી લગભગ એક ગાઉના અંતરે એક નિર્જન સ્થળે આવેલું હતું. એ સ્થળને જો કદાચ જંગલની ઉપમા આપીએ તો તેમાં કોઇ અતિશયોક્તિ જેવું નથી; કારણ કે, મંદિરના કમ્પાઉંડની આસપાસ ખેતીવાડીની જમીન આવેલી હતી. કેટલીક ભીલોનો ધુમાડો એ સ્થળના આસમાની આકાશમા છવાઇ જતો જોવામાં આવતો હતો. વન જંગલનાં પંખીઓ કોઇ કોઇ વખતે જૂદી

જૂદી જાતના અવાજ કરતાં હતાં. મંદિરથી અડધા માઈલને અંતરે આવેલી સડક ઉપરથી કેટલાંક ભારવાહી ગાડાં અને ઘોડાગાડીઓ તેમજ વટેમાર્ગુઓ વગેરેનો અવરજવર હોવા છતાં તેથી એ મંદિરની એકાંત શાન્તિનો ભંગ થતો નહોવો.

કળિયુગની કારમી કળાઓને કોણ જાણી શકે છે? સાધુ-વેશધારી શયતાનોની પ્રપંચજાળને કોણ ભેદી શકે છે? ચાલૂ જમાનાનાં મંદિરો તેમજ તીર્થ ધામોનું ઉંડા દૃષ્ટિથી દર્શન કરી જોનાર પોતાના અંતરથી કમકમી ઉઠે કે કેમ એ તો કોઈ અનુભવી સહેલાઇથી સમજી શકે તેમ છે. શ્રધ્ધા, આસ્થા, ભકિત એ પરમબ્રહ્મને ઓળખવાનું સાધન છે. સાધના સિવાય ભકિત નથી અને ભકિત સિવાય મુકિત નથી તેથી મનુષ્ય પરમબ્રહ્મને ઓળખી શકે એ હેતુથી પ્રત્યેક ધર્મના હિમાયતીએએ દેવ મંદિરો, મસ્જીદો અને દેવળોની સ્થાપનાઓ કરી છે.

સહુનું એમ કહેવું છે કે, જમાનો સુધરતો જાય છે! વીસમીસદીની આ સુધારણામાં કેવી રમણીય ભયંકરતા છુપાઇ રહેલી છે, એ કેટલાં માણસો જાણે છે? ભારતીય જનતાની ધર્મ તરફની શ્રદ્ધા દિવસે દિવસ શા માટે શિથિલ થતી જાય છે?

પહેલાં જયારે રેલ્વે નહોતી, તાર અને ટેલીફોન નહોતા પોષ્ટ ઑફીસ નહોતી ત્યારે માર્ગમાં ચોર લૂંટારાઓનો ઘણો ભય છતાં ભાવિક મનુષ્યો પુષ્કળ દેહકષ્ટ વેઠી સેંકડો કોશની મુસાફરી પગે ચલીને કરતાં હતાં તથા ઈચ્છિત તીર્થસ્થળે જઈ ભકિત ગદ્‌ગદ્‌ ચિત્તે આરાધ્ય દેવતાના ચરણોમાં શિર ઝુકાવતાં હતાં! એ પ્રાચીનકાળનાં તીર્થ ક્ષેત્રેનું વાતાવરણ વિશુધ્ધ હોવાથી

ભક્તજનોનાં ચિત્તની મલિનતા પણ ધોવાઇ જતી હતી. એ વખત સાથે હાલનાં તીર્થધામોની સરખામણી કોઈ પણ રીતે કરી શકાય તેમ છે કે ? વર્ત્તમાન કાળનાં ઘણાં ખરાં તીર્થક્ષેત્રોએ અધમતાના આગારનું રૂપ ધારણ કર્યું છે. બીજાં સ્થળો કરતાં એવા તીર્થ-ક્ષેત્રોમાં વિશેષ અનાચાર ચાલતો જોવામાં આવે છે. ગુજરાતમાં આવેલા ડાકોર જેવા શ્રી રણછોડજીના તીર્થસ્થાનમાં ગોમતીને કિનારે બેસી મહાત્મા ગાંધીએ જે વાક્યો ઉચ્ચાર્યાં હતાં તેની કાંઈ અસર થઇ હશે કે કેમ એ તો શ્રીરણછોડજી જ જાણે !

કેટલાક તત્વદર્શીઓનો એવો અભિપ્રાય છે કે, હિંદુઓના પુણ્યધામ કાશીમાં એટલો બધો અનાચાર ચાલે છે કે, તે તરફ હિંદુ સમાજે કોઇ પણ રીતે આંખ આડા કાન કરવા જોઇએ નહિ.

જે મંદિરનું વર્ણન આ પરિચ્છેદમાં કરવામાં આવે છે તે મંદિર એકાંત સ્થળે-નગરથી દૂર આવેલું હોવા છતાં ત્યાં એટલો બધો પાપાચાર ચાલતો હતો કે તેને ધર્મમંદિરને બદલે વિલાસ-મંદિર કહેવું જ વિશેષ સયુક્તિક ગણી શકાય.

એ મંદિરનો હમણાંનો મહંત સ્વરૂપદાસજી પ્રૌઢ ઉમ્મરે પહોંચેલો હોવા છતાં તે સાધુવેશધારી શયતાન, પુરૂષ વેશધારી પિશાચ અને પાપના સજીવ અવતાર જેવો હતો. મંદિરની સાથે સ્વરૂપદાસનું જે આવાસસ્થળ આવેલું હતું એ આવાસસ્થળ વિલાસિતાના લીલાનિકેતન જેવું લાગતું હતું. બીજી તરફથી મંદિરની દશા જરાજીર્ણ થઇ ગયેલી હોવા છતાં તેને સુધરાવવા તરફ સ્વરૂપદાસનું દુર્લક્ષ્ય હતું. મંદિરમાં બેઠેલા દેવતા મહંતનો પાપાચાર જોઈ ત્યાંથી પલાયન કરી ગયા હશે કે કેમ એ કહી શકવાનું અસંભવ છે.

એક મ્હોટા ખેતર જેટલી જગ્યામાં મંદિરનું કંપાઉંડ આવેલું હોઇ, કંપાઉંડના દરવાજા પાસે બન્ને બાજુએ એકેક ઓરડી આવેલી હતી. એ ઓરડીઓમાં નોકર ચાકરોનો નિવાસ હતો. સ્વરૂપદાસની એક સેવિકા હોઈ તેનું નામ રાસમણિ હતું. તેની ઉમ્મર ત્રીસેક વર્ષની હતી. તેનું શરીર ગૌર તેમજ ભરાવદાર હતું. તેના પૂર્વજીવનનો પરિચય કરાવવાની વિશેષ આવશ્યકતા નથી. અત્રે કેવળ એટલું જ કહેવું બસ થશે કે, તે મહંત સ્વરૂપદાસનાં સઘળાં પાપકાર્યોમાં સહાયકારિણી હતી. રાસમણિનો ઠાઠમાઠ એક શ્રીમંત શેઠાણીથી પણ ચઢી જાય તેવો હતો. વિશેષ પાન ખાવાની ટેવ હોવાથી તેના અધરોષ્ઠ ચોવીસે કલાક રાતાચોળ દેખાતા હતા. તેનો નિતંબ સુધી લંબાતો ચોટલો હમ્મેશાં સુગંધિત તેલથી તરબોળ રહેતો હતો. તેના બન્ને હાથમાં સોનાની બંગડીઓ હોવા ઉપરાંત તે એકાંતમાં હોય ત્યારે હાથના કાંડા ઉપર રીસ્ટવૉચ પહેરી રાખતી હતી

સ્વરૂપદાસનું આવાસ સ્થાન એક ન્હાની ચાલી જેવું હોઇ તેને બે માળ હતા. નીચેના ભોંયતળીઆના ભાગમાં સ્વરૂપદાસના બે ત્રણ લંગોટાબાજ શિષ્યો રહેતા હતા. પહેલો માળ સ્વરૂપદાસના પોતાના ઉપયોગમાં આવતો હતો અને બીજે માળે સ્વરૂપદાસનો છુપો કારભાર ચાલતો હતો!

સ્વરૂપદાસ પોતાના વિશ્રામગૃહમાં એક હિંચોળા ઉપર તકીઆને અઢેલી આડો પડયો હતો. એ વિશ્રામગૃહની નજીક જ સ્વરૂપદાસનું શયનગૃહ આવેલું હતું. વિશ્રામગૃહનો દેખાવ કોઈ રજવાડી બેઠકખાના જેવો હતો. મોંઘા મૂલ્યનું ફરનીચર એ

ગૃહમાં યથાસ્થિત ગોઠવેલું જોવામાં આવતું હતું. વિશ્રામગૃહના પ્રવેશદ્વાર અને બારીઓ ઉપર ફેન્સી કટવાળા પડદા ઝુલી રહેલા હતા. દિવાળીથી થોડે અંતરે મારબલ પત્થરનું એક ન્હાનું રાઉંડ ટેબલ પડેલું હોય તેમજ એ ટેબલ ઉપર વિલાયતી શરાબથી ભરેલી એક ડિકેન્ટર, બે સોડાની બાટલો તથા સોડા-મિશ્રિત સુરાથી ભરેલો એક કાચનો ગ્લાસ પડયો હતો. સ્વરૂપદાસે થોડો શરાબ પીધેલો હોવાથી તેની આંખો તથા નાક લાલચોળ બની ગયેલાં જણાતાં હતાં.

રાસમણિ દીવાનની એક બાજૂએ ઉભી રહી મહંતને ઝુલાવતી હતી તથા તે મૃદુમધુર કંઠે, મોહવિવશ નયને નીચેનું સંગીત ગાતી હતી.

( ગરબી )

"ગુરૂ સ્વરૂપ છો આપ હમારા નાથ હો;
લગની તો લાગી છે વ્હાલા નામની,
આ તન મન જીવન સહુ અર્પણ આપને;
રાધા રૂપ થઇ રહું પ્યારા શ્યામની
પૃથ્વીના જીવ જાણે શું એ વાતને?
પ્રિય પયોધર આપ હું અંબર દામની.
માયા સઘળી ત્યાગી મેં સંસારની;
ત્યાગી પણ અનુરાગી આઠે જામની.
ગુરૂપદ એવું અંતર ધરી બહૂ વ્હાલને,
સેવાભાવ બીજી નહિ વાતો કામની.
પાલવ પકડયો છે તો નવ તરછોડશો,
તમ કાજે મેં લાજ તજી સહુ ગામની."

ગીત સમાપ્ત થયું. સ્વરૂપદાસે કામવિહ્વળ દૃષ્ટિથી રાસમણિના ઉન્નત વક્ષઃસ્થળ તરફ જોઇ રહી કહ્યું, " રાસમણિ ! આપણું જીવન કેવું સુખમય છે ? ત્હારા જેવી શિષ્યાની પ્રાપ્તિ થવાથી મ્હારૂં ગુરૂજીવન ધન્ય થયું છે ! લાવ વ્હાલી, શરાબ લાવ. શરાબ અને સુંદરી એ બેજ માનવજીવનને સુખી કરવાનાં સર્વોત્તમ સાધન છે."

રાસમણિએ રાઉન્ડ ટેબલ નજીક જઇ તેના ઉપર પડેલો શરાબથી ભરેલો ગ્લાસ લઈ સ્વરૂપદાસના હાથમાં આપી કહ્યું, " સ્વામીજી, આપ આ પ્યાલાને ઇન્સાફ આપી દો. ખાવાનું તૈયાર થઇ ગયું છે. આપ આજ્ઞા આપો એટલે હું લઇ આવું."

"થાય છે–ઉતાવળ જેવું કાંઇ નથી. રાસમણિ ! પ્રાણેશ્વરિ ! આવ. મ્હારી પાસે આ હિંચકા ઉપર આવીને બેસ. વિશેષ સમય સુધી ઉભી રહીશ તો ત્હારા પગ દુઃખશે." શરાબના પ્યાલાને કંઠમાં ખાલી કર્યા પછી સ્વરૂપદાસે કહ્યું.

" મહારાજની આ દાસી ઉપર અપાર કૃપા છે. મ્હારા જેવી હિંદુ સધવાઓ અને વિધવાઓ જ્યારે આપના જેવા સાક્ષાત પ્રભુના પાદારવિંદની પૂજા કરતાં શીખશે ત્યારે જ તેમનો આ ભવસાગરનો ફેરો ટળી જઇ તેઓ મુક્તિને પામશે. ગોપિકાઓ જેવી રીતે કૃષ્ણપ્રેમમાં દિવાની બની હતી તેવી જ રીતે ગુરૂની ચરણરજ શિરે ચઢાવી, ગુરૂને તન, મન, ધન, સમર્પણ કરી હિંદુ સ્ત્રીઓએ પોતાના નારીજન્મનું સાર્થક કરવું જોઇએ." આમ કહી લજ્જાવતી વેલીની માફક કમરમાંથી લચકાતી લચકાતી તે વિષયલંપટ સ્વરૂપદાસની તદ્દન નજીક જઈ ઉભી રહી.

સ્વરૂપદાસે રાસમણિના ખભા ઉપર હાથ મુકી કહ્યું, "ત્હારી મ્હારા તરફની અવર્ણનીય ભકિત જોઇ હું અત્યંત પ્રસન્ન થયો છું. રસિકે રાસમણિ! આ સંસારમાં ખરો ધર્મ એ જ છે કે, કોઈ પણ રીતના ભોગવિલાસથી શરીર તથા આત્માને વંચિત રાખવું જોઇએ નહિ. પ્રાચીનકાળના મહાપુરૂષો સોમરસનું પાન કરતા હતા. એ સોમરસ અર્વાચીનકાળની સુરા છે. શ્રી કૃષ્ણ નામનો અપભ્રંશ થઇ ક્રેસ્ટોલાઇન નામ પડયું છે. રામનો અપભ્રંશ થઈ રમ નામ પડયું છે. પુરૂષો તેમજ જે મહાત્માઓ સુરા અને સુંદરી જેવી દુર્લભ દેવસામગ્રીનો ત્યાગ કરે છે તેઓ પોતાના જીવનને જાણી જોઇ સંસારના સર્વોત્તમ સુખથી વંચિત રાખે છે." આમ કહી સ્વરૂપદાસે પોતાના બન્ને હાથથી રાસમણિને પકડી હિંચકા ઉપર બેસાડી તથા અંતરના આવેગથી અને સુરાની ઉત્તેજનાથી તેણે રાસમણીના રસથી ભરેલા ગુલાબી અધરોષ્ઠ ઉપર ચુંબન કર્યું.

"રાસમણિ! આનું નામ જીવન!—" રાસમણિના અધર-રસનું પાન કરી સ્વરૂપદાસ બોલ્યો. તેની રગેરગે કામ વ્યાપી ગયો હતો અને મદનના બાણની વેદનાને લાલ પાણી વધારે તીવ્ર કરતું હતું.

"ભરભર કે જામ પીના આશક કી ગોદ મેં
ગર કોઇના કહેગા ઉસકા ખાના"

મહારાજને-દેવ મંદિરના પૂજારીને શરાબની અસર વધવા લાગી અને મદિરાની ધુનમાં તે હિંદુ શંકર થઇ ઉપલી બે લીટી બકયો. રાસમણિ તેના તરફ મત્ત નજરે જોતી તેની બાજુમાં હિંચકાપર

બેઠી હતી. તેના વક્ષસ્થળપરથી ડાબી બાજુનો છેડો ખસી જવાથી તેનો ભરાઉ સ્તનપ્રદેશ ખુલ્લો જણાતો હતો. તેના માથાના વાળ તોફાની સમીર લહરીએ કપાળના ખુલ્લા કરી દીધા હતા. અતિશય તાંબુલ સેવનથી લાલ બિંબા ફળ જેવા થયેલા અધર પર મોહક સ્મિત છાઇ રહ્યું હતું અને આ વિલાસ-મંદિરમાં આ પળે આ પ્રૌઢા સ્વરૂપદાસને ષોડષવર્ષિયા કમલ નયના કરતાં પણ અધિક સુંદર લાગતી હતી.

"એક ઔર જામ ભર દે—" સ્વરૂપદાસ બબડયો. રાસમણિ તરતજ ઉભી થઇ ને સ્ફટિકના ટેબલ પર પડેલી ડિકેન્ટરમાંથી ધર્માચાર્યની પ્યાલી ભરી આપી.

"તું પણ પી–લે–" કહી સ્વરૂપદાસે પોતાની જ પ્યાલી રાસમણિના મ્હોં આગળ ધરી. રાસમણિ હસીને ગુરૂની પ્રસાદી ગટગટાવી ગઇ. સ્વરૂપદાસની પ્યાલી પુનઃ પુનઃ ભરાઇ ને તેની દુનિયા ગોળ નહિ પણ ચકકર ચકકર ફરતી થઇ ગઇ. રાસમણિ તેની નિત્યની સહવાસિની હતી. તે તરતજ ગુરૂદેવની સમાધિસ્થ દશા સમજી ગઈ ને આ સાધુ મહારાજની સમાધિ ઉતારી તેમના આત્માને બ્રહ્મરંધ્રમાંથી નીચે ઉતારવા માટે ઓરડામાંથી થોડીક પળો બ્હાર જઇ મુરઘી, કબાબ, કટલેસ, બીરીઆની વિગેરે ફકત સાધુઓનેજ ખપે એવું ભોજન લઇ આવી! ભોજન જોતાં સ્વરૂપદાસ તેના પર ભુખ્યા વાઘની પેઠે તૂટી પડયો. યથા સમયે તેનું પેટ ભરાયું. ભોજનની ઠંડીથી શરાબની આગ થોડીક બુઝાઇ. આંખોમાં ફરતા ચકકર ચકકર કુંડાળાની જગ્યા મસ્તી ભર્યા શાંત નશાએ લીધી. તેનો આત્મા બ્રહ્મરંધ્રમાંથી નીચે ઉતરી

યોગ્ય જગ્યાએ જઇ બેઠા. તે રાજેશ્રી જરાક લથડતા પગે, રાસમણિનો હાથ પકડી શયનગૃહમાં જઇ પલંગપર પડયા. રાસમણિ તેની સમીપમાંજ રહી.

સાંજે સાડાચાર વાગે મહારાજ દિવ્ય સમાધિ છોડી આ જગતમાં સાક્ષાત્ શ્રી કૃષ્ણચંદ્રને રીઝવવા તૈયાર થયા. તે બાર વાગે દર્શન કરાવી વિશ્રામગૃહમાં જતો ત્યારે તેની આંગળીના ઇશારા પ્રમાણે ચાલતા કૃષ્ણચંદ્ર ઊંઘી જતા ને તે ચાર વાગે જગાડતો ત્યારેજ જાગતા. ચાર વાગતાં ટેણે ઠાકોરજીને જગાડવાની ધાંધલ કરી મૂકી. મંદિરમાં ઘંટાનાદ થઇ રહ્યા. સ્વરૂપદાસજી પીળું પીતાંબર પહેરી નંદનાલાલાના સગા ભાઇ બની ગયા ને ધીમે ધીમે મંદિરમાં ભાવિક ભક્તોની પધરામણી થવા લાગી.

રાસમણિ પણ આ સમયે બદલાઇ ગઇ હતી. શ્વેત વસ્ત્ર પરિધાન કરી જાણે કળિયુગના માનવ સમાજને પવિત્ર કરવા માટે મેવાડની મીરાંબાઇ રાસમણિ રૂપે જન્મી હોયની તેમ તે હાથમાં તુલસીની માળા લઇ, શ્રી કૃષ્ણ શરણં મમ ના જાપ જપતી વૈષ્ણવોને નાના પ્રકારની સેવાના મર્મ સમજાવતી હતી. તેના ઉપદેશનો સાર એ હતો કે શ્રી કૃષ્ણના પૂજારીઓ શ્રી કૃષ્ણ સ્વરૂપ છે ને તેથી તેમનેજ શ્રીકૃષ્ણ ગણી તેમનામાં ગોપી ભાવે તન્મય થઈ જવાથી માનવ જીવન સફળ થઈ જાય છે, શ્રી કૃષ્ણે સોળસો ગોપીઓ સાથે રાસલીલા કરી હતી તેમ આ કળિયુગમાં એ દિવ્ય રાસલીલા જીવંત રાખવાને કૃષ્ણના ભક્તો સ્વર્ગમાંથી ઉતરી આવ્યા હતા. વૈષ્ણવ રમણીઓ રૂપે

વ્રંદાવનની ગોપીઓ જન્મી હતી. આવી માન્યતાના પ્રચારથી રાસમણિએ અનેક કુળવધુઓને સ્વરૂપદાસની ગોપીઓ બનાવી હતી અને ધર્માંધ રમણીઓ પોતાના પાતિવ્રત્ય તથા પોતાના પતિની લક્ષ્મીનો ભોગ આપીને ભ્રષ્ટ થઇ હતી. સ્વરૂપદાસજીએ વિલાસલીલાના જુદા જુદા પ્રકારના વિધવિધ ભાવ રાખ્યા હતા. તેનુ ચુંબન બે રૂપિયામાં ખરીદી શકાતું–આલિંગન માટે પાંચનો ટૂકડો ભેટ ધરવો પડતો ને રતિકેલી માટે ઓછામાં ઓછા વીસ રૂપિયાની પહેરામણી કરવી પડતી. રાજનગરના શ્રીમંત ભક્તોની અનેક ધર્માંધ સ્ત્રીઓ આ વિષયલંપટ શયનતાનને હજારો રૂપિયા ખવડાવી બેઠી હતી. કેટલાક ઓલીયા ભકતો પોતાની પત્નીની ભ્રષ્ટતા જાણી ઉલટા ખુશી પણ થતા હતા કેમ કે તેમની માન્યતા એવી હતી કે સ્વરૂપદાસના શયનગૃહમાં જઇને તેમની પત્ની પાવન થઈ આવી છે ને આવો લ્હાવો ખરા ભક્તો સિવાય ઘણા થોડાના નસીબમાં લખેલો હોય છે.

મંદિરમાં "જય શ્રી કૃષ્ણ, જય ગુરૂ દેવ, ઓ મ્હારા વ્હાલા" એવા અવાજો થઇ રહ્યા હતા.

"વ્રજ વ્હાલું રે. વૈકુંઠ નથી જાવું
ત્યાં મારા નંદકુવર ક્યાંથી લાવું"

આ ગીત ગાતી બે ત્રણ આધેડ વિધવાઓ ફૂલના હાર બનાવતી હતી. તેમનાથી બે ત્રણ ડગલાં દૂર રાસમણિ પોતાની આસપાસ યુવાન રમણીઓનું જુથ જમાવી બેઠી હતી. આ જુથમાં એક એક ના રૂપ સાથે સ્પર્ધા કરે એવી રમણીઓ હતી. સોળથી વીસ વર્ષની રમણીઓજ મ્હોટે ભાગે રાસમણિના

સહવાસમાં આવવાનો લ્હાવો મેળવી શકતી. રાસમણિ હમણાં કોઇ ચંપા તો કોઇ કમલા, કોઇ ગુલાબ તો કોઇ માલતીના યૌવનપરાગ મ્હેકાવતી, કોઇ કોઇ વાર સ્વરૂપદાસ તરફ મર્મભરી નજર ફેંકતી દયારામની ગરબી લલકારી રહી હતી અને બીજી સ્ત્રીઓ ઉછળતે અંતરે એ મસ્ત ગરબી ઝીલતી હતી.

આવોને મ્હારે ઘેર માણવા
હોજી રાજ આવોને મ્હારે ઘેર માણવા.
મ્હારી શેરીના સહુ સંત સાધુઓ,
પરની ન બેસે કંઇ જાણવા;
હોજી રાજ આવોને મ્હારે ઘેર માણવા.
પ્રભાતે જાતાં કોઇ પૂછશે તો કે'શું,
તેડયાતા મ્હેં વલોણું તાણવા,
હોજી રાજ આવોને મ્હારે ઘેર માણવા.

થયું. દયારામની આ રંગીલી ગરબીએ અનેક રમણીઓને વિહ્‌વળ કરી મૂકી. રાસમણિની જમણી બાજુએ એક અઢાર વર્ષની મદમસ્ત યુવતી બેઠી હતી. તેના અંગ પ્રત્યંગમાંથી જુવાની ઝરતી હતી. તેની મારકણી કાળી આંખો ભલભલા વિશ્વામિત્રના તપને સાબરમતીના વહેતા પુરમાં ફેંકી દે એવી હતી. તેનાં પીનપયોધરો વિહ્‌વળતાથી ઉંચાનીચાં થઇ રહ્યાં હતાં. અજ્ઞાત મનોદશાને લીધે તેના વેણીજડિત કેશકલાપને ઢાંકવાનું તેને ભાન રહ્યું નહોતું. આ રમણી પર આજે રાસમણિની નજર ઠરી હતી અને તેને સદેહ સ્વર્ગે મોકલવાનો તેણે નિશ્ચય કર્યો

હતો. સ્વરૂપદાસ આ મંડળ આગળથી બે ત્રણ વાર આંટા મારી ગયો ને રાસમણિએ નેત્રપલ્લવીથી તેને પેલી યુવતીની પીછાન કરાવી દીધી. સાધુ હસ્યો ને ચાલ્યો ગયો.

"બ્હેન ! નંદના લાલાની લીલા જ ઓર છે–" પેલી યુવતી બોલી.

"હા બ્હેન ! આપણું ધન ભાગ્ય કે અહીં જ વૃંદાવન વસ્યું છે." રાસમણિએ હસીને જવાબ આપ્યો.

એક તરફથી રાસમણિ બીજી સ્ત્રીઓને ગુરુ મહિમાનું શ્રેષ્ઠત્વ સમજાવવાને પ્રયત્ન કરતી હતી, ત્યારે બીજી તરફથી સ્વરૂપદાસ કૃષ્ણ પૂજામાંથી નિવૃત્ત થઈ પોતાની રૂમમે બેઠેલા ન્હાની મ્હોટી ઉમ્મરના દશ પંદર પુરૂષોને ઉપદેશામૃત આપતો હતો. તેનું વાક્ચાતુર્ય પ્રશંસનીય હોવા સાથે પ્રસંગોચિત ભાવ દર્શાવવામાં પણ તે નાટક કિંવા સીનેમાના કોઈ પ્રસિદ્ધ એક્ટરને બાજૂએ બેસાડે એવો હતો. એકઠા થયેલા ભાવિક અન્ધશ્રધ્ધાળુ ભાવિકોને તે કૃષ્ણલીલાનું કેવું અદ્ભુત સ્વકપોલકલ્પિત રહસ્ય સમજાવતો હતો કે જેથી એ પુરૂષો સ્વરૂપદાસને સાક્ષાત કૃષ્ણનોજ અવતાર સમજી બેઠા હતા.

સ્વરૂપદાસ એ પુરૂષોને ઉદ્દેશી કહેવા લાગ્યો.–"કૃષ્ણ પ્રભુના–કહાન કનૈયાના–નંદના લાલાના ભાવિક ભક્તો ! કૃષ્ણ પ્રેમમાં તમે તન મન ધન સમર્પણ કરી દેવા તૈયાર થયેલા હોવાથી તમારો જન્મ મરણનો ફેરો ટળી ગયો છે કૃષ્ણની પ્રીતિમાં લીન થઈ તમે લક્ષચોરાસીના ફેરામાંથી છુટકારો મેળવી અક્ષય મોક્ષધામને પ્રાપ્ત કરી શકશો. ભક્તજને ગુરૂને જ પરમાત્મા સમજી

તેની સેવા કરવી જોઇએ. ગુરૂ એ ઇશ્વરનો અવતાર છે એમજ ભક્તોએ સમજવું જોઇએ. ભગવાને સ્વમુખે કહ્યું છે કે, "જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે ત્યારે ત્યારે ધર્મની પુનઃ સ્થાપના કરવા હું અવતાર ધરણ કરૂં છું.' આ ઉપરથી તમે સમજી શકશો કે, ધર્મનું જ્ઞાન કરાવનાર ગુરૂજ ઇશ્વરના અવતાર રૂપ છે."

આમ કહી શ્રોતાઓની રજાની આજ્ઞા કરી સ્વરૂપદાસ નિમ્ન લિખિત પદ ગાવા લાગ્યો.

"ગાયે ગોપી ગોવિંદના ગુણ હૈડા અંગ ન માયરે,
રાત્ર મસે તે શામળીઆનું મુખડું જોવા જાયરે. ગાયે૦

દુધ દહીં આગળ કરી રાખે, માખણ સાકરમાંહેરે:
ઘરનાં દ્વાર ઉઘાડાં મુકે જો આવે તો ખાયેરે. ગાયે૦

ધન ધન ગોકુળ ધન ધન ગોપી, કૃષ્ણના ગુણ ભાવેરે;
નિશદિન ધ્યાન ધરે મન હરીનું, એમ જાણી ઘેર આવેરે ગાયે૦

જેનું ધ્યાન ધરે મહા મુનીજન, તે સ્વપ્ને ના દેખેરે;
તે શામળીઓ પ્રગટ થઇને પ્રેમદા પ્રેમે પેખેરે ગાયે૦

યજ્ઞ કરે ત્યાં પ્રગટ ન થાયે, તે ગોપીના ઘરમાંહેરે
ભણે નરસૈયો ગોરસ ગમતું, માખણ ચોરી ખાયરે" ગાયે.

હવે વળી પાછો રસમણિનો રસ ઉભરાયો. ઉપલું પદ સમાપ્ત થતાં તેણે પણ કૃષ્ણ પ્રેમનું નીચેનું પદ લલકારવા માંડ્યું અને સઘળાં નરનારીઓ તે ઝીલવા લાગ્યાં.

"હું તો દીન દાસી છું ત્હારી રે, મ્હારા મનમોહન
તું તો કરને ચિંતા મ્હારીરે, પ્યારા મનમોહન.
ત્હેં તો કરૂણા મુજપર આણીરે, વિઠ્ઠલ મનમોહન.
મ્હેં તો નગુણીએ કાંઇ નવ જાણિરે, શ્યામળા મનમોહન.
ત્હેં તો ન્હાનપણેથી પોખીરે, વ્હાલા મનમોહન.
ત્હેં તો સત્રાજી પેરે સંતોખીરે, નંદના મનમોહન.
હું તો હીડી તે ભોગે ભાવેરે, છોગાળા મનમોહન.
હું તો હાથ ઘસું છું હાવે રે, વાલ્હમા મનમોહન
મ્હારા અવગુણ હોય તે ખમીએરે, મીઠડા મનમોહન.
પ્રભુ રામકૃષ્ણ રંગે રમીએ રે, દીઠડા મનમોહન."

આવી રીતે કૃષ્ણ ભક્તિનો રસ પ્રવાહ પૂરજોશથી સ્વરૂપદાસના મંદિરમાં વહેતો હતો. આગલે દિવસે કરેલા સંકેત અનુસાર તરલા અને યશોમતી ગોપીલાલ સાથે આ મંડળીમાં આવી પહોંચ્યા હતા. ગોપીલાલને આ બધું ધતીંગ લાગતું હોવા છતાં કેવળ પોતાની પાશવી વાસના પૂર્ણ કરવા માટે બીજા ભક્તોની માફક પુરૂષ મંડળીમાં બેસી ઈચ્છા નહિ હોવા છતાં કૃષ્ણ ભજન ઝીલતો હતો ! શાળાખાતાનો ઇન્સ્પેક્ટર આજે શ્રી કૃષ્ણનો જાણે કે એકનિષ્ઠ ભક્ત બની ગયો હતો વચ્ચે વચ્ચે તે સ્ત્રી મંડળમાં બેઠેલી તરલા અને યશોમતી તરફ અર્થસૂચક કામવિવશ દૃષ્ટિ ફેંકતો હતો. તરલા ગોપીલાલના વ્યાકુળ બની ગયેલા ચિત્તને વિશેષ વ્યાકુળ કરવા માટે નીચેનું ભજન ગાવા લાગી. ભક્તો અને ભક્તાણીઓ પાછાં તરલાનું ભજન ઝીલવા લાગ્યાં. તરલા રમણીજનોચિત મધુર કંઠથી લલકારવા લાગી:—

" હું તો હેતે ત્હારિ પલકીરે, મ્હારા છેલ છબીલા;
ત્હારે સ્નેહે કાળજ સળકીરે, મ્હારા છેલ છબીલા.

મ્હને વ્યંસનજ ત્હારૂં વળગ્યુંરે, મ્હારા૦
તે તો કેમ થાયે અળગુંરે, મ્હારા૦
મ્હને છબી તે ત્હારી ભાવીરે, મ્હારા૦
ત્હેં તો પ્રેમે મને બોલાવીરે, મ્હારા૦
હું તુંજ સંગાથે ખેલુંરે, મ્હારા૦
ત્હેં તો મ્હારૂં ઘર તે મેલ્યુંરે, મ્હારા૦
મ્હને લાલચ ત્હારી લાગીરે, મ્હારા૦
મુને ફળવળે નહિ આધીરે, મ્હારા૦
મુને વારંવાર ન વાહીએરે, મ્હારા૦
પ્રભુ રામ કૃષ્ણ રસ પાઇએરે, મ્હારા૦

આ પ્રમાણે કલાકેક સુધી કૃષ્ણ ભજનની ક્રિયા ચાલુ રહી. પછી ભાવિક શ્રધ્ધાળુ જનોને પ્રસાદી આપવામાં આવી. પ્રસાદી કેવળ દક્ષિણા પડાવવાના હેતુથીજ આપવામાં આવતી હતી. કેટલાક શ્રદ્ધાળુજનો સ્વરૂપદાસની નજીક રૂપિયો, બે રૂપિયા, આઠ આના, પાવલી વગેરે મૂકી, સ્વરૂપદાસને દંડવત પ્રણામ કરી તેની ચરણરજ લઇ સ્વસ્થાન તરફ વિદાય થઇ ગયાં ત્યારે જે નરનારીઓ એ કૃષ્ણ મંદિરમાં ચાલતા ગુપ્ત વ્યવસાયથી પરિચિત હતાં તેઓ મંદિર છોડી જે ચાલીમાં સ્વરૂપદાસ રહેતો હતો એ ચાલીમાં ગયાં. એ નરનારીઓ એકાંતમાં વિલાસ સુખ ભોગવી શકે એ માટે સ્વરૂપદાસે ચાલીના બીજા મજલે આવી પાંચ

ઓરડીઓમાં હરેક પ્રકારની વ્યવસ્થા કરી રાખેલી હતી. એકેક ઓરડીનું કલાકનું રૂપિયા લેખે ભાડું લેવામાં આવતું હતું. તે ઉપરાંત એવાં અધમ નરનારીઓને જોઈતી ખાનપાનની સઘળી વસ્તુઓ સ્વરૂપદાસ બમણી કે ત્રણ ગણી કિમ્મત લઇ પૂરી પાડતો હતો. સ્વરૂપદાસ પોતાની પાસે દારૂ, ગાંજો, ભાંગ, કોકેઇન વગેરે કેફી પદાર્થો પૂરતા પ્રમાણમાં સ્ટૉકમાં રાખતો હોવા ઉપરાંત ખાસ ઘરાકોની અગાઉથી ફરમાસ થતાં તે તેમને માટે મરઘી, પુલૅાવ, બીરીઆની, કટલેસ, ચૉપ, આમ્લેટ વગેરે ખાદ્ય પદાર્થો પણ તૈયાર કરી રખાવતો હતો.

ચાલીના પહેલા માળેથી બીજા માળ ઉપર જવાનો દાદર હોઇ આવનાર આશક માશુકોની ગોઠવણ કરી આપવાનું કામ રાસમણિ બજાવતી હતી. આજે પણ તે મંદિરમાં ઉઠી વખત સર પહેલે માળે ખડી થઇ ગઇ હતી. તેણે તરલાના કહેવા પ્રમાણે બીજા માળની એક ઓરડીમાં તેની ગોઠવણ કરી આપી. યશોમતી પણ એક કૃષ્ણ ભક્ત નવજવાન સાથે બે કલાકના રૂપિયા દશ ઠરાવી એ જવાન પાસેથી રાસમણિને ભાડાના બે રૂપિયા તથા બક્ષિસનો એક રૂપિઓ અપાવી બીજી એક ઓરડીમાં ગઈ. આવી રીતે પાંચે ઓરડીઓમાં પાંચ જુદાં જુદા જોડાંને સ્થાન કરી આપવામાં આવ્યું.

ત્યારે પેલી જે અઢાર વર્ષની યુવતીને સદેહે સ્વર્ગમાં મોકલવાનો રાસમણિએ પોતાના મનમાં દઢ સંકલ્પ કર્યો હતો તેનું શું થયું? એ વર્ણન આવતા પ્રકરણમાં અમે રજૂ કરીશું.

(૧૭)

સ્વરૂપદાસ દેવપૂજાના વ્યવસાયમાંથી નિવૃત્ત થયા પછી પોતાના વિશ્રામગૃહમાં જઇને બેઠો. એ વખતે લગભગ ૭ વાગ્યા હતા. સ્વરૂપદાસના મુખ ઉપર હમણાં એક પ્રકારનો કુટિલ ભાવ જોવામાં આવતો હતો. રાસમણીએ નેત્ર સંકેતથી જે નવ યુવતીને આજે શયતાનિયત જાળમાં સપડાવવાની સ્વરૂપદાસને સૂચના આપી હતી એ નવયુવતી ક્યારે પોતાની પાસે આવે એમ તેને થયા કરતું હતું. મંદિરમાં કૃષ્ણ ભજન તથા પ્રવચન કરી તે શ્રમિત થઇ ગયેલો હોવાથી તેણે કબાટમાંથી શરાબની બૉટલ કાઢી થોડો શરાબ સોડા સાથે મેળવી ઉદરસ્થ કર્યો. પછી તે નજીક પડેલી સિગારેટ કેસમાંથી એક થ્રી કેસલ્સ સિગારેટ લઇ તેને અગ્નિ સંયોગ કરી ધુમ્રપાન કરવા લાગ્યો.

ધુમ્રપાનની ક્રિયા ચાલતી હતી એવામાં રસમયી રાસમણિ પેલી મદમસ્ત નવ યુવતીને સાથે લઈ સ્વરૂપદાસના વિશ્રામગૃહમાં આવી. રાસમણિ અને સ્વરૂપદાસે નેત્ર સંકેતથી કાંઇ ગૂઢ વાત કરી લીધી. એ પ્રકાર આવનાર નવયુવતીના જાણવામાં આવ્યો નહિ. એ નવયુવતીએ સ્વરૂપદાસ નજીક આવી તેને સાષ્ટાંગ પ્રણામ કર્યા. સ્વરૂપદાસે તેના માથા ઉપર હાથ ફેરવી, કૃષ્ણ પ્રભુ ત્હારૂં કલ્યાણ કરો; ચિર સૌભાગ્યવતી રહે.' કહી આશીર્વાદ આપ્યો. પછી રાસમણિના આગ્રહથી એ નવયુવતી એક ખુરસી ઉપર બેઠી એટલે રાસમણિએ તેને ઉદ્દેશીને કહ્યું, "બ્હેન! વખત થઇ ગયેલો હોવાથી હું ગુરૂદેવ માટે પ્રસાદ તૈયાર કરવા જાઉં છું. તમે બે ઘડી અહીં બેસી ગુરૂજી પાસેથી કૃષ્ણ લીલામૃતનું પાન કરો."

આમ કહી ઉત્તરની રાહ નહિ જોતાં રાસમણિ એ વિશ્રામગૃહની બ્હાર નીકળી પડી તથા તેણે બ્હારથી એ વિશ્રામગૃહનાં બારણાં બંધ કરી દીધાં.

લંપટ સ્વરૂપદાસે એકાંત થતાં શિકારી પોતાના શિકાર તરફ જેવી દૃષ્ટિથી જુએ તેવી લુબ્ધ દૃષ્ટિથી એ નવયુવતી તરફ જોઇ પૂછ્યું, "સુંદરિ! તમારૂં નામ શું છે?"

"સુહાસિની." શરમાતાં શરમાતાં એ નવયુવતીએ ઉત્તર આપ્યો.

"તમારા પતિનું નામ?"

"નવલશા નાણાવટી. તેઓ અમદાવાદના એક જબરા વેપારી છે." પતિના નામનો ઉચ્ચાર કરતાં જાણે પોતે લજવાતી હોય એવા ભાવથી સુહાસિનીએ કહ્યું.

"તમારી કૃષ્ણભકિત તથા ગુરૂભકિત જોઇ હું આજે પરમ પ્રસન્ન થયો છું ગુરૂ અને શિષ્યાનો સંબંધ જ્યારે વિશેષ ગાઢ થાય છે, ત્યારે તેમનામાં કોઈપણ પ્રકારનો સંકોચ રહેતો નથી. અભેદ માર્ગનું અવલંબન કર્યા સિવાય ગુરૂને હર પ્રકારે સંતુષ્ટ કરી શકાતા નથી એ તો તમે જાણતાં હશો." સ્વરૂપદાસે વાગ્જાળ પાથરવા માંડી.

સુહાસિની આ વખતે નીચું જોઇ રહી. તેના મુખ ઉપર ઘણી લજ્જા જોવામાં આવતી હતી. સ્વરૂપદાસે કહ્યું, "જે સ્રીનો ધર્મમાં અખંડ વિશ્વાસ હોય તેણે વ્યવહાર ધર્મ ભૂલી જવો જોઇએ. જગત્ સાથેના સઘળા સંબંધ જૂઠા છે, એમ સમજી તેણે ગુરૂને ચરણે તન મન ધન અર્પણ કરવું જોઇએ. મીરાંબાઈના

ચરિત્રથી તમે અજાણ્યાં તો નહિ જ હો. ધર્મમાં મતિમતિ ધરાવનાર સ્ત્રીએ મીરાંની માફક ધરબાર, માબાપ, પતિ વગેરેની માયા છોડી ગુરુ સેવામાં જ લીન રહેવું જોઇએ." સ્વાર્થસાધુ સ્વરૂપદાસે પ્રપંચની જાળના તારને વળ દેતાં કહ્યું.

સુહાસિની સ્વરૂપદાસની દૃષ્ટિમાં તરવરી રહેલા કામદેવને સ્પષ્ટ જોઇ શકતી હતી; છતાં પતિ તરફથી વારંવાર પોતાનો તિરસ્કાર થતો હોવાથી અને પતિની પ્રકૃતિ વિષયલંપટ હોવાનું જાણવામાં આવ્યા પછી તેનું મન બંડખોર બની ગયું હતું. અમે અગાઉ જણાવી ચુકયા છીએ કે, નવલશાને તેની સ્ત્રી તરફ સહજ પણ પ્રેમાનુરાગ નહિ હોવાથી તે ઘણો ખરો વખત પોતાના પિયરમાં જ રહેતી. હતી. તથા પતિની વિષયલંપટતા જોઇ તેણે પણ સ્વેચ્છાનુસાર વર્તવા માંડયુ હતું.

ઉપરોક્ત વાકયો ઉચ્ચારી રહ્યા પછી સ્વરૂપદાસ સુહાસિનીને શરમાતી જોઇ હિંચકા ઉપરથી ઉઠયો તથા તે સુહાસિની જે ખુરસી ઉપર બેઠી હતી, તે ખુરસી નજીક જઈ ઉભો રહ્યો. તેને નજીક આવેલો જોઇ સુહાસિની પણ ખુરસી ઉપરથી ઉઠી ઉભી થઇ ગઇ. બરાબર એજ વખતે તેની કમર આસપાસ પોતાના બન્ને હાથ વીંટાળી સ્વરૂપદાસે તેને પોતાના હૃદય સરસી ચાંપી તેના અધરોષ્ટપર ચુંબન કર્યું. સુહાસિનીએ એ નરપશુના આલીંગન પાશમાંથી છુટવાનો બિલકુલ પ્રયત્ન કર્યો નહિ. સ્વરૂપદાસ સુહાસિનીના સાથે પાછો હીંચકા ઉપર જઇ બેઠો. સ્વરૂપદાસની કામચેષ્ટાથી સુહાસિનીની લજ્જા દૂર થઇ ગઇ. તે એ સાધુવેશધારી શયતાનના ખભા ઉપર પોતાનું માથું રાખી અત્યંત મૃદુસ્વરે ગાવા લાગી,

"અમારો અબળાનો આધાર એક દિલદાર તમે રે,
તમારે આધારે અવતાર ગાળીયે નાર અમે રે—
હેત તમારું હાસ્ય અમારું, રિશે અમે રડનાર,
તમારાં માર્યાં અમે મરનાર, તાર્યાં તરનાર અમે રે—
એમ અબળાની બુધ્ધિ પાનિયે છે વ્હાલા! વસનાર,
સદાયે દોષ અમે કરનાર, ક્ષમા કરનાર તમે રે—"

સુહાસિનીના અંતરનો એકરાર આ સંગીતમાં સાંભળી સ્વરૂપદાસ મનમાં ને મનમાં મદિરાપાન કરેલા મર્કટની માફક મલકાવા લાગ્યો. ખરી રીતે જોવા જતાં તેના હૃદયમાં પ્રેમ જેવું કાંઈ ન હોતું. તે શ્રીમંત કુટુંબની સ્ત્રીઓને કોઇ પણ રીતે પાપના પંકમાં ડુબાવી તેમને નીચોવી નાખવાની જ ઇચ્છાનું રાત દિવસ પોતાના મનમાં પોષણ કરતો હતો.

સ્વરૂપદાસે હિંચકા ઉપરથી ઉઠી સુરાપાત્રમાં અડધા પેગ જેટલી સુરા રેડી તેમાં જીંજર ભેળવી એ પાત્ર સુહાસિનીના મુખ નજીક ધરી કહ્યું, "વ્હાલી, આ શરબત પી જા. આ કામરૂ દેશનું અમૃત છે. આ અમૃત પીવામાં આવતાં નીરસ જીવ સરસ બની જાય છે એટલે પછી સરસ જીવનું તો પૃછવુંજ શું?"

પ્રથમ તો સુહાસિનીએ થોડી આનાકાની કરી; પરંતુ સ્વરૂપદાસના ઉત્કટ આગ્રહથી લાચાર બની જઇ તેને એ સુરા પી જવી પડી, પછી ઉપરા ઉપરી સુરાનાં બે પાત્ર કંઠસ્થ કરી સ્વરૂપદાસ નિમ્ન સ્વરે કહેવા લાગ્યો,

" દૃશ્ર સુરા ને હવિ સુરા, સુરા અન્ન ધન ધામ;
વેદ સુરા, ઇશ્વર સુરા, સુરા સ્વર્ગનું નામ.
જાતિ સુરા,-વિદ્યા સુરા, સુરા વિના ન જિવાય;
સુધરી સ્વતંત્રતા સુરા, જગત સુરામય થાય. "

આમ કહી તે ઉપરા ઉપરી શરાબની પ્યાલીઓ ગળામાં રેડવા લાગ્યો અને સુહાસિનીના સાથે બિભત્સ ચેષ્ટા કરવા લાગ્યો. મદ્યપાન કરવાનો અભ્યાસ નહિ હોવાથી પેટમાં પડેલા મદ્યે સુહાસિનીના ચિત્તને વિવશ બનાવી દેવા માંડ્યું હતું. પોતે ક્યાં બેઠી છે, કોની સાથે બેઠી છે અને શું કરે છે એ સંબંધીનું તેનું જ્ઞાન ધીમે ધીમે દૂર થવા લાગ્યું હતું. સ્વરૂપદાસે પોતાનો સ્વાર્થ સાધવાના હેતુથી પુનઃ એક પાત્રમાં મદ્ય ભરી તેને પાઈ દીધો. વિના વિલંબે સુહાસિનીની બાહ્ય શુદ્ધિ અદૃશ્ય થઈ ગઈ. એ તકનો લાભ લઈ સ્વરૂપદાસે સુહાસિનીના કંઠમાંથી સાચાં મોતીની કિમતી માળા કાઢી લીધી તથા એ માળા તેણે એ સ્થળેજ છુપાવી દીધી. પછી તે સુહાસિનીને પકડી વિશ્રામગૃહની અંદરના ભાગમાં આવેલા શયનગૃહમાં લઈ ગયો. એ વખતે સુહાસિનીના બન્ને પગ લથડતા હતા.

દશેક મિનિટ પછી વિશ્રામગૃહનાં બારણાં બ્હારથી કોઇએ ખખડાવ્યાં અને સ્વરૂપદાસની ઘણી અજાયબી વચ્ચે સી. આઇ. ડી. ના એક ઇન્સ્પેક્ટર તથા પોલિસ ખાતાના એક ઇન્સ્પેક્ટરે એ વિશ્રામગૃહમાં પ્રવેશ કર્યો. સ્વરૂપદાસ ઝડપથી પહેરેલાં વસ્ત્રને વ્યવસ્થિત કરી શયનગૃહમાંથી બ્હાર વિશ્રામગૃહમાં આવ્યો. બન્ને પોલિસ અધિકારીઓને જોઇ તેનો સઘળો નશો ક્ષણ માત્રમાં

ઉઠી ગયો તથા આશ્ચર્યચકિત તેમજ ભયભીત બની તે એ બન્ને અમલદાર તરફ જોઇ રહ્યો.

(૧૮)

હરિપ્રસાદ શેઠના પરલોકવાસને એક વર્ષ થઇ ગયું હતું. ઘણી ધામધૂમથી તેમની વર્ષી વાળવામાં આવી હતી. બ્રાહ્મણો તથા અનાથોને અન્નદાન તેમજ વસ્ત્રદાનથી સંતોષવામાં આવ્યા હતા.

બીજી તરફથી રંભા પાછી સંપૂર્ણ સ્વતંત્રતાથી ઇચ્છિત સ્થળે એ હરવા ફરવા લાગી હતી. હવે તે મુખ્યત્વે કરીને આબુ, માથેરાન, પુના કે એવાજ કોઈ સ્થળે રહેતી હતી. મુંબાઇમાં નેપીઅન સી રોડ ઉપર પણ હરિદાસ શેઠનો એક બંગલો આવેલો હતો. રંભા બનતા સુધી પોતાનાં સંતાનોને બ્હાર ગામ પોતાની સાથે લઇ જતી નહોતી. મદનચંદ્ર સાથે પોતાની માતાનો અવૈધ સંબંધ છે એવું જાણવામાં આવ્યા પછી લલિતા બનતા સુધી તેનાથી અલગ રહેવા ઇચ્છતી નહોતી. પેલી કુલટા માસ્તરાણીએ લલિતાને ઈન્સ્પેકટર ગોપીલાલની પાપી જાળમાં ફસાવી હતી ત્યારથી લલિતાના જીવનક્રમનું પણ ઘણું પરિવર્તન થઈ ગયું હતું. તેના જીવનનો ભયંકર ભેદ માસ્તરાણી અંબિકા જાણતી હોવાથી હવે હરેક રીતે તેને અંબિકાની ઇચ્છાને માન આપી વર્તવું પડતું હતું. મનુષ્યનો, પછી તે પુરુષ હોય યા સ્ત્રી હોય; પણ તેનો એક વખત અધઃપાત થયા પછી તેની દિવસે દિવસે વિશેષ દુર્દશા થતી જાય છે. લલિતાને પોતાના કબ્જામાં રાખી અંબિકા મન માન્યા પૈસા મેળવતી હતી.

મદનચંદ્ર નોકર બદલે હવે શેઠ બની ગયો હતો. હરિપ્રસાદ શેઠના પૈસાનો તે પોતાની મરજીમાં આવે એવો ઉપયોગ કરતો હતો. તેણે રેઇસના ઘોડાઓના ટ્રેઇનરના ભાગમાં કેટલાક ઘોડાઓ ખરીદી એ જુગારદ્વારા પૈસા મેળવવાનો રસ્તો સ્વીકાર્યો હતો. હરિપ્રસાદ શેઠના સ્વર્ગવાસ પછી તેણે શેઠની લગભગ અડધી મીલકત જૂદી જૂદી કંપનીઓના શેરો ખરીદવામાં રોકી હતી. હવે તે ખુલ્લી રીતે રંભાની સાથે રહેતો હતો. રંભા જ્યારે હવાફેર કરવા બ્હાર ગામ જતી ત્યારે મદનચંદ્ર પણ તેની સાથેજ જતો હતો. આખા શહેરમાં રંભા તથા મદનચંદ્રના સંબંધ માટે જૂદી જૂદી અફવાઓ ચાલતી હોવા છતાં અને એ વાત પોતાના જાણવામાં આવેલી હોવા છતાં બન્ને જણાં તે તરફ દુર્લક્ષ્ય કરતાં હતાં.

પાર્વતીશંકર હરિપ્રસાદ શેઠ તરફ ઘણી લાગણી ધરાવતો હોવા છતાં તેણે રંભા પાસે જવા આવવાનું તદ્દન છોડી દીધું હતું. જે કરશે તે ભરશે એ નિયમને અનુસરી તેણે મૌન ધારણ કર્યું હતું.

મધ્યાન્હકાળ વીતી ગયો હતો. લગભગ ત્રણ વાગવા આવેલા હોવા છતાં પુષ્કળ ગરમીનો અનુભવ થતો હતો. રંભા અને મદનચંદ્ર વિશ્રામગૃહમાં બેસી એક ગુપ્ત વિષયની વાતચિત કરતાં હતાં.

"જુઓ, હવે કોઇ ઉપાય નહિ કરવામાં આવે તો પછી મ્હારાથી કોઇને મ્હોં પણ નહિ બતાવી શકાય." રંભાએ વિષણ્ણવદને મદનચંદ્રના મુખ તરફ જોઇ કહ્યું.

"તું નિશ્ચિંત રહે. હું નર્સ ઇંદિરાને મળ્યો હતો. તે આપણી સાથે પુના આવવા તૈયાર છે. તેની મદદથી આપણું કામ ઘણી સહેલાઇથી પાર પાડશે." મદનચંદ્રે ઉત્તરમાં કહ્યું.

"તમે ઇંદિરાને બધી વાત કહી ચુક્યા છો કે?" રંભાએ પૂછ્યું.

"દાયણ પાસે પેટ છુપાવવાથી શો લાભ? મ્હેં પ્રથમ તો તેને સારી રકમની લાલચ આપી છે. તેણે જ્યારે બધી વાત ગુપ્ત રાખવાનું વચન આપ્યું ત્યારે જ મ્હેં કહ્યું કે, શેઠાણીને ત્રણ મહિના પૂરા થઈ ચોથો મહિનો બેઠો છે. તેમના જેવાં એક અગ્રગણ્ય શ્રીમંતનાં વિધવાને દહાડા રહ્યા છે એવું જો લોકોના જાણવામાં આવે તો લોકલાજથી મરી જવું પડે. શેઠાણીને રહેલો ગર્ભ કોઈ પણ રીતે પાડી નાખવો જોઇએ. ઉત્તરમાં એ કામમાં મદદ કરવાની તેણે હા પાડી છે." મદનચંદ્રે કહ્યું.

"હજી પણ તમે મ્હારા કહેવાથી વિરૂધ્ધ ચાલો છો એથી મ્હને ઘણો ખેદ થાય છે." રંભાએ વિશેષ વિષણ્ણ બની જઇ કહ્યું.

"એટલે?"

"મ્હેં તમને પ્રથમથીજ કહ્યું છે કે, હું ગમે એવી પાપિણી હોવા છતાં બાળહત્યાનું મહાપાપ મ્હારે શિરે વહોરી લેવા ઇચ્છતી નથી. પૂરા દિવસે સંતાનને જન્મ આપ્યા પછી. તેને ઉછેરવાનો કાંઈક ગુપ્ત બંદોબસ્ત થાય એવુંજ હું ઇચ્છું છું."

"એ કામ તું ધારે છે એટલું સહેલું નથી. માયા ઘણી બુરી વસ્તુ છે. માયામાં લપટાવાથી જ માણસની વિશેષ ખરાબી

થાય છે. હજી ૭ મહિને તને પ્રસવ થવાનો સંભવ છે. વળી સંતાનને જન્મ આપી તેને જીવાડવાની ઇચ્છા હોય તો ત્હારે આઠ મહિના જેટલી મુદત સૂધી ઘ્હાર ગામ પડી રહેવાથી પરિણામ શું આવે એ વિષયનો ત્હેં વિચાર કરી જોયો છે કે ?"

"ગમે તેટલું કષ્ટ ભોગવવું પડે તો હું મ્હારા વિચાર ઉપર દઢ છું. પુરૂષની જાત માતાના સંતાન તરફના સ્નેહની કલ્પના કરી શકે તેમ નથી. વળી બાળહત્યા જેવું પાપ જગતમાં બીજું એક પણ નથી." રંભાએ દઢતાથી કહ્યું.

"તું કહે છે એ કદાચ ખરૂં હશે; પરંતુ વિધવાનું સંતાન જીવતું રહે કે ન રહે એ સરખું છે. મ્હોટું થયા પછી સંતાન જ્યારે એમ સમજે છે કે, તે વ્યભિચારની ઉત્પત્તિ છે ત્યારે તેને પોતાનું જીવન વિષમય બની ગયેલું લાગે છે. વળી ડહ્યા માણસે પાપના ભય કરતાં લોકલાજનો ભય વિશેષ રાખવો જોઇએ. પાપ અને પુણ્ય કેવળ બોલવાના શબ્દો છે." મદનચંદ્રે રંભાને સમજાવવાનો પ્રયત્ન કર્યો.

"હું એમાંનું કાંઇ સાંભળવા ઇચ્છતી નથી. મ્હારા કર્ત્તવ્યનો મ્હેં નિશ્ચય કરી રાખ્યો છે. પુના, મુંબાઇ કે હિંદુસ્તાનમાંના કોઇ પણ સ્થળે જવાનો મ્હારો વિચાર નથી. હું તમે અને ઇંદિરા ઇગ્લૅન્ડ જઈ શકીએ એવો બંદોબસ્ત તમે બનતી ઝડપથી કરો. ત્યાં આપણે કોઇ સારી હોટેલમાં પતિપત્ની તરીકે આપણી ઓળખાણ આપી કામ પતી જતા સૂધી રહીશું. ઇંદિરા મ્હારી સારવાર કરશે. પછી શું કરવું તેનો વિચાર થશે

પ્રસંગે કરીશું. વળી આપણે ઇંગ્લૅંડ ચાલ્યાં જઈશું એટલે સાત આઠ માસના વિલંબ માટે કોઈને કાંઇ ગંભીર સંદેહ ઉપજવાનું કારણ રહેશે નહિ. લલિતા તેના ભાઇ સાથે અહીં એકલી રહી શકશે. તમે ઑફિસનો બંદોબસ્ત કરી બનતી ઉતાવળે પાસપોર્ટ મેળવવાની ગોઠવણ કરો. તબિયત સારી નહિ રહેતી હોવાથી હવાફેરનું નિમિત્ત દર્શાવી હું કોઈની પણ રોકટોક સિવાય ઇંગ્લૅન્ડ આવી શકીશ." રંભાએ પોતાનો વિચાર પ્રગટ કર્યો.

રંભાનો વિચાર મદનચંદ્રને પણ કાંઇક અંશે પસંદ પડયો. તે તો કોઇ પણ રીતે પારકે પૈસે પરમાનંદ કરવા ઇચ્છતો હતો. આમ છતાં પોતાના મન સાથે કંઈ વિચાર કરી તેણે કહ્યું, "તું કહે છે તેમ કરવા જતાં કેટલું બધું ખરચ થશે તે જાણે છે કે? ઓછામાં ઓછી દશહજાર રૂપિયા જેટલી રકમ એ કામમાં ખરચાઈ જશે. વળી અમદાવાદ શહેરમાં ઇંદિરાની આવક પણ કાંઈ ઓછી નથી. તે આપણી સાથે રોકામ ત્યાં સુધી તેને દરમહિને અઢીસો રૂપિયાના પગાર ઉપરાંત બેએક હજાર રૂપિયાની રકમ ઇનામ તરીકે આપવી પડશે. વળી તેની મુસાફરીનું તથા ખોરાકી પોષાકી વગેરેનું સઘળું ખરચ આપણે ઉપાડવું પડશે." ઇંદિરાના કૃપાકટાક્ષથી પોતાનો રંભા સાથે યોગ થયેલો હોવાથી રંભાને પાંચ પૈસા ખટાવવાના હેતુથી મદનચંદ્રે કહ્યું.

"ગમે તેટલું ખરચ થાય તેની ચિંતા નથી. તમે કેવળ મ્હારા કહેવા પ્રમાણે વ્યવસ્થા કરો. તમારે યાદ રાખવું જોઇએ કે, દશ બાર હજાર રૂપિયા કરતાં એક જીવનું મૂલ્ય વિશેષ છે." બાપની પ્રતિમાએ દયાભાવ દર્શાવતાં કહ્યું.

"જેવી ઈચ્છા. હું હવે વિદાય થાઉં છું." આમ કહી મદનચંદ્ર ચાલ્યો ગયો.

આઠ દિવસમાં જ સઘળી વ્યવસ્થા નક્કી થઇ ગઇ. રંભાની સત્તા આગળ કોઇનું કંઇ શાણપણ ચાલ્યું નહિ. મદનચંદ્રે ચાલાકીથી ઇંદિરાને બે દિવસ અગાઉથી મુંબાઇ મોકલી દીધી. પછી રંભા અને મદનચંદ્ર એકબીજાની સાથે અમદાવાદથી ગુજરાત મેઇલમાં સેકંડ કલાસમાં બેસી મુંબાઇ ગયાં. મુંબાઇથી મેઇલ-સ્ટીમરમાં એ ત્રિપુટી ઈંગ્લૅન્ડ તરફ રવાના થઇ.

(૧૯)

જે બે અમલદારોએ સાધુવેશધારી શયતાન સ્વરૂપદાસના વિશ્રામગૃહમાં પ્રવેશ કર્યો હતો તેમાંમાં એક સી. આઇ. ડી.નો ઇન્સ્પેક્ટર હોઇ તેનું નામ ગણપતરાવ હતું. તે જાતે દક્ષિણી હોઇ પુનામાં પણ છુપી પોલિસનું કામ કરી ચુક્યો હતો. તેની ઉમ્મર લગભગ પાંત્રીસેક વર્ષની હોઇ શરીર એક કુસ્તીબાજ જેવું મજબુત જણાતું હતું. અંગ્રેજી તથા ગુજરાતી ભાષાના જ્ઞાન ઉપરાંત પોતાની માતૃભાષા મરાઠીનું પણ તેને સારૂં જ્ઞાન હતું. તેની દૃષ્ટિ સોજાર હોવા છતાં સંદેહયુક્ત જણાતી હતી. ભાલપ્રદેશ વિસ્તિર્ણ હતો. તેની સાથેનો બીજો પોલિસ અમલ-દાર મુસલમાન હોઇ ફોજદાર તરીકે તેને માસિક પીસ્તાળીસ રૂપિયાનો પગાર મળતો હતો. શરીરે એકવડો, વાંકડી મુછોવાળો અને કદે ઉંચો હતો. તેની ઉમ્મર લગભગ ચાળીસેક વર્ષની હોય એમ લાગતું હતું. તેની ટોપી ઉપરનો સીક્કો તથા ડ્રેસ

જોતાંજ તે પોલિસ ખાતાનો નોકર છે એમ સ્વરૂપદાસ તત્કાળ સમજી શક્યો. ભય તથા આશ્ચર્યથી તે એવો દિંગ્મૂઢ બની ગયો હતો કે, ઘણા સમય સુધી પોતાના મુખમાંથી એક શબ્દ પણ ઉચ્ચારી શક્યો નહિ.

છેવટે મૌનનો ભંગ કરી ફોજદાર નૂરમહમદે કહ્યું, " સ્વરૂ-દાસ ! અમે તમારા મકાનની જડતી લેવાનું વૉરંટ લઇ અત્રે આવ્યા છીએ. અમારૂં કામ સરકારી હોઈ તેમાં જો તમે હરકત કરશો તો તમારો ગુન્હો વિશેષ ગંભીર બની જશે. વળી હમણાં તમારા આ મકાનમાં જે માણસો હાજર છે તેઓમાંથી જો કોઈ નાશી છુટવાનો પ્રયત્ન કરશે તો પહેરા ઉપર રાખેલી પોલિસ તેને જરૂર પકડશે. તમારા કંપાઉંડની આસપાસ કડક પહેરો ગોઠવ્યા પછી જ અમે અહીં આવ્યા છીએ એ તમારે ધ્યાનમાં રાખવાનું છે. "

આટલાર સુધીમાં ધુર્ત્ત સ્વરૂપદાસે આત્મસંવરણ કરી લીધું હતું. તેણે અતિશય નમ્ર સ્વરે કહ્યું, " સાહેબ ! તમારા કોઈ પણ કાર્યમાં હરકત કરૂં એવો હું મૂર્ખ નથી. છતાં મ્હારા જેવા શહેરથી ઘણે દૂર નિર્જન સ્થાનમાં રહેતા એક ગરીબ સાધુ ઉપર શા કારણથી સદેહ લાવવામાં આવ્યો છે એ હું સમજી શકતો નથી. મ્હારો કૃષ્ણચંદ્ર સારી રીતે જાણે છે કે, હું સર્વથા નિર્દોષ હોઇ પ્રભુ સેવામાં જીવન પસાર કરનાર એક સાધુ જન છું. "

સ્વરૂપદાસનાં આ વાક્યો સાંભળી ગણપતરાવે ગંભીર મુખે

કહ્યું, "સાધુ મહાશય! તમારે ભય રાખવાનું કારણ નથી. જ્યાં સુધી અમે અમારૂં કર્ત્તવ્ય બજાવી ન લઇએ ત્યાં સુધી તમને અમે કાંઇ ખુલાસો કરી શકીએ તેમ નથી. વળી ખાસ સંદેહ લાવવા જેવું કારણ ન મળ્યું હેત તો અમારે અહીં જડતી લેવા આવવાની જરૂર ન હોતી."

ધીમે ધીમે સ્વરૂપદાસનો ભય વધતો જતો હતો; છતાં ચિત્તને સ્થિર રાખવાનો પ્રયત્ન કરી તેણે કહ્યું, "આપ મ્હારી સાથે નીચે પધારો. ત્યાં ચહા પી, પાન સોપારી લઇ બેલાશક મ્હારા મકાનની જડતી લેજો. મ્હારા જેવા નિર્દોષ સાધુને શો ડર છે ?"

પાન સોપારી શબ્દ સાંભળી નૂરમહમ્મદ થોડો લલચાયો ખરો; તેણે અર્થસૂચક દૃષ્ટિથી ગણપતરાવ તરફ જોયું. એ વખતે ગણપતરાવની તીવ્ર દૃષ્ટિ જોઇ નૂરમહમ્મદે તેની કર્ત્તવ્ય તત્પરતાની કલ્પના કરી લીધી. ગણપતરાવે સ્વરૂપદાસ તરફ જોઇ કહ્યું, "આવા કવખતે ચા પીવાનો અમને અભ્યાસ નથી વળી આજે જો અમે તમારા સ્નેહી તરીકે અત્રે આવ્યા હોત તો અવશ્ય તમારી ઇચ્છાને માન આપત; પરંતુ જે દુઃખદાયક ફરજ અમારે બજાવવાની છે તેને અંગે અમે તમારી કોઇ પણ ઇચ્છાને માન આપી શકીએ તેમ નથી."

સ્વરૂપદાસ તદ્દન લાચાર બની ગયો. ગણપતરાવે કહ્યું, "મહાશય! વિશેષ સમય સુધી તમને અંધારામાં રાખવાની અમારી ઇચ્છા નથી. અમને એવી પાકે પાયે ખબર મળી છે કે, સરકાર

પરવાનગી વગર તમે અહીં દારુ, ભાંગ, ગાંજો, કોકેઇન જેવી ઝેરી વસ્તુઓ રાખો છો તથા તેનું વેચાણ પણ કરો છો. તે ઉપરાંત ગૃહસ્થ કુટુંબની વહુ દીકરીઓને બાલયમાં ફસાવી તમે અહીં ગેરકાયદેસર કુટણખાનું ચલાવો છો. હમણાંજ અમે જડતી લઇ એ વાતોની પૂરતી ખાત્રી કરવા ઇચ્છીએ છીએ."

રસ્તે જતો મુસાફર એકાએક પોતાના માર્ગમાં ભયંકર ફણિધરને જુએ અને તેની જેવી સ્થિતિ થાય તેવીજ સ્થિતિ સ્વરૂપદાસની થઇ. તેના મસ્તક ઉપર જાણે કે વજ્રાઘાત થયો; આમ છતાં એ ઢોંગી કંઠ સ્વરને ઘણો નમ્ર બનાવી ઉર્ધ્વદૃષ્ટિ કરી બોલી ઉઠયો, "નારાયણ–નારાયણ! હું આ શું સાંભળું છું?!"

તેનાથી વિશેષ બોલી શકાયું નહિ. ગણપતરાવ નૂરમહમ્મદને નેત્રસંકેત કરી આગળ વધ્યો. નૂરમહમ્મદે ગણપતરાવનું અનુસરણ કર્યું. તેમને બન્નેને પોતાના શયનગૃહ તરફ અગ્રેસર થતા જોઇ ગદ્દગદ કંઠે સ્વરૂપદાસ બોલી ઉઠયો, "સાહેબ! એ મ્હારૂં શયનગૃહ છે. એ શયનગૃહમાં કૃષ્ણ પ્રભુની પ્રતિષ્ઠા કરેલી છે. આપ અંદર જશો તો એ સ્થાનની અખંડ પવિત્રતાનો નાશ થઇ જશે. કૃપા કરી આપને બીજે જે સ્થળે તપાસ કરવી હોય તે સ્થળે તપાસ કરો; હું આપની સાથે આવી આપને હરેક સ્થળ બતાવવા તૈયાર છું."

ગણપતરાવ અને નૂરમહમ્મદ ઉભા રહ્યા. ગણપતરાવે હિંચકા નજીક પડેલા ટેબલ તરફ જોઈ કહ્યું, "સાધુરાજ! હું એક ડિટેકટિવ છું. આ વિશ્રામગૃહને જોઇ તમારા શયનગૃહમાં

શો વ્યવસાય ચાલતો હશે તે હું સહેલાઈથી સમજી શકું છું. સ્હામેના ટેબલ ઉપર શરાબના ખાલી પ્યાલા પડ્યા છે. થોડા વખત ઉપર અહીં બેસી બે માણસોએ શરાબ પીધો છે એમ એ બે પ્યાલા જોઈ સમજી શકાય છે. તમારા જેવા દારૂડીઆના સ્પર્શથી કૃષ્ણ અપવિત્ર નથી થઈ જતા કેમ? હું તમને સાફ સાફ કહી દઉં છું કે, અમારી તપાસ ચાલતી હોય તે દરમ્યાન તમે ચુપ રહો એમાંજ તમારૂં કલ્યાણ છે. હમણાં તમે જો કાંઈ બોલશો તો પાછળથી તે હકીકત તમારી વિરુધ્ધ જશે."

આમ કહી ઉત્તરની રાહ નહિ જોતાં ગણપતરાવ અને નૂરમહમ્મદ પેલા શયનગૃહમાં ગયા. વાયુના પ્રબળ જોરથી કંપતી પુષ્પલતાની માફક સ્વરૂપદાસનું સર્વાંગ થરથર કંપવા લાગ્યું. તેના અંતરમાં સેંકડો ચિંતાઓ એક સાથે ઉપજતી હોવાથી તે કિંકર્ત્તવ્યવિમૂઢ બની ગયો હતો.

શયનગૃહમાં જઈ ગણપતરાવ તીક્ષ્ણ દૃષ્ટિથી હરેક સ્થળની તપાસ કરવા લાગ્યો. આખા શયનગૃહમાંથી સુમંધિત અત્તરની સુવાસ આવતી હતી. તપાસ કરતાં કરતાં ગણપતરાવ પલંગ પાસે ગયો તથા મચ્છરદાની ખસેડતાં જે દેખાવ તેના જોવામાં આવ્યો તેથી તેના મુખે એકાએક પ્રફુલ્લ ભાવ ધારણ કર્યો. વાચકો જાણે છે કે, થોડા સમય પૂર્વે સુહાસિની એ સ્થળે ગુરુ સેવામાં લીન થઇ હતી. હજી સુધી તે બેશુદ્ધ સ્થિતિમાં હતી. તેના અંગ ઉપરનું વસ્ત્ર અવ્યવસ્થિત હતું. તેનો ચોટલો છૂટો થઇ ગયેલો હતો. તેના મુખ ઉપર નશાની માદકતા સાફ

દેખાતી હતી. તેના બન્ને ગાલ તથા ઉરુદેશ ઉપર નખ તથા દંતનાં ક્ષતચિહ્‌ન જોવામાં આવતાં હતાં. પલંગમાંનું બિછાનું પણ ગોળાઇ ચુંથાઇ ગયેલું દેખાતું હતું. એ સઘળો દેખાવ જોઇ ગણપતરાવ બનેલા બનાવની કલ્પના સહેલાઇથી કરી શક્યો. તે નૂરમહમ્મદ સાથે પાછો બ્હાર વિશ્રામગૃહમાં આવ્યો તો ત્યાં સ્વરૂપદાસ નજરે પડયો નહિ! ગણપતરાવે કહ્યું, "ફોજદાર સાહેબ! મામલો ઘણો ગંભીર જણાય છે. જો સમય સૂચકતાથી બાબાદ ગોઠીઆર નહિ કરવામાં આવે તો બદમાશ સાધુ છટકી જશે અને આપણો પરિશ્રમ વૃથા થશે. હજી અહીં આઠ દશ સ્ત્રીપુરૂષો હોવાં જોઇએ એવો મ્હને પ્રબળ સંદેહ છે. તમે જલ્દી જઇ સ્વરૂપદાસને અહીં લઇ આવો. તે છટકી ન જાય તથા બીજાં માણસોને છટકવાનો રસ્તો ન કરી આપે એ માટે આપણે ઘણી સંભાળ રાખવાની છે."

"આપનું કહેવું બરાબર છે. હું હમણાંજ હુકમ બજાવવા જાઉં છું." આમ કહી નૂરમહમ્મદ સ્વરૂપદાસને પકડવા બ્હાર નીકળ્યો. પ્રથમ તેણે નીચે જઈ સઘળાં સ્થળોએ સ્વરૂપદાસની તપાસ કરી; પરંતુ પત્તો લાગ્યો નહિ. પહેરા ઉપર ઉભા રહેલા માણસોએ પણ 'કંપાઉંડમાંથી કોઈ બ્હાર ગયું' નથી એવો ખુલાસો કર્યો. પ્રથમથીજ એ બદમાશ ઉપર ચાંપતી નજર નહિ રાખવામાં પોતે ગંભીર ભૂલ કરી છે એમ નૂરમહમ્મદ સમજી શક્યો. તે મંદિર વગેરે સ્થળે તપાસ કરી પેલા મકાનમાં પાછો ફર્યો અને દાદર ચઢી ઉપર જવા લાગ્યો એટલે એક બાંને તેણે

નીચે ઉતરતી જોઇ. નૂરમહમ્મદે તેનો માર્ગ રોકી પૂછ્યું, "તમે કોણ છો?"

પોલિસખાતાની ટોપી જોઇ તથા નૂરમહમ્મદનો પોલિસ ડ્રેસ જોઈ એ સ્ત્રી એક ક્ષણ માટે ગભરાઈ ગઇ; છતાં તે જમાનાની ખાધેલી હતી. પાઠકો! એ આપણી પૂર્વપરિચિતા રાસમણિ હતી.

રાસમણિએ આત્મસંવરણ કરી કહ્યું, "મ્હારા નામ સાથે તમને શું કામ છે?"

"હું બીજું કંઇ સાંભળવા માગતો નથી. મ્હારા પ્રશ્નોના ઉત્તરો આપવામાં આનાકાની કરશો તો ગુન્હેગાર ઠરી જેલમાં જશો."

"વાહ! તમે તો જબરા અમલદાર જણાઓ છો! સાહેબ! આ ઇંગ્રેજ સરકારનું ન્યાયી રાજ્ય છે. ગુન્હા વિના સજા કરી શકવાની શકિત કોઇનામાં નથી. આ એક ધર્મ મંદિર છે. અહીં આવવાનો સઘળાં સ્ત્રી પુરૂષોને સમાન અધિકાર છે." રાસમણિએ અબળાના સ્વરૂપમાં પ્રબળાનું પ્રાબલ્ય દર્શાવ્યું.

"હજી પણ તમે દુરાગ્રહ કરો છો. આ કૃષ્ણનું મંદિર નહિ પણ વેશ્યાઓનું વિલાસ મંદિર છે એ હવે અમારાથી અજાણ્યું રહ્યું નથી. તમે અહીંથી બ્હાર જઇ શકો તેમ નથી. પાછાં વળો." નૂરમહમ્મદે કડક અવાજે કહ્યું.

"સાહેબ! આવા હુકમ ઘરની બાયડી ઉપર કરજો. પારકી સ્ત્રીને વિના કારણ શા માટે ડરાવો છો? તમને જરૂર હોય તો મ્હારું નામ ઠામ લખી લ્યો; પછી કંઇ?" રાસમણિએ સહજ પણ ગભરાયા સિવાય કહ્યું.

"અમારા સાહેબ ઉપર છે. તમારે જે ખુલાસો કરવો હોય તે તેમની પાસે કરજો." નૂરમહમ્મદે ટૂંકમાં રકઝક પતાવવાના હેતુથી કહ્યું.

"તમારા સાહેબ સાથે મ્હારે શી લેવા દેવા છે? એક ગૃહસ્થ ઘરની સ્ત્રીને પર પુરૂષ,—પછી ભલેને તે મ્હોટો ગવર્નર હોય, તેની પાસે લઇ જવાનો તમને શો અધિકાર છે?" રાસમણિએ બેદરકારીથી કહ્યું.

રાસમણિને રોકી રાખવાનો પોતાને કંઇ અધિકાર નથી એમ નૂરમહમ્મદને લાગ્યું. વળી રાસમણિ સ્વરૂપદાસની ગુપ્ત નાયિકા હોઈ હમેશાં મંદિરમાં રહેતી હતી એ વાતથી નૂરમહમ્મદ અજાણ્યુ હતો. તે એક સાધારણ પોલિસ કોન્સ્ટેબલમાંથી થોડા વખતથીજ સિફારસને લીધે ફોજદાર થયો હતો. આમ હોવાથી ક્યા પ્રસંગે કેવી યુક્તિથી કામ લેવું એ તે જાણતો નહોતો. રાસમણિ જેવી એક અબળા તેના જેવા પુરૂષને બનાવવામાં ફાવી ગઇ તેણે કહ્યું, "ઠીક છે, તમે તમારૂં ખરૂં નામ લખાવો."

"ખોટું નામ શા માટે લખાવું? સાચને શી આંચ છે? મ્હને ક્યાં કોઇનો ડર છે?" ધાણી ફુટે એમ તડાકાબંધ રાસમણિએ કહ્યું.

"બોલો, તમારૂં નામ શું?" નૂરમહમ્મદે એક ન્હાની ડાયરી તથા પેન્સીલ કાઢી પૂછ્યું.

"મ્હારૂં નામ મનોરમા છે."

"ક્યાં રહો છો?"

"મદન ગોપાળની હવેલી પાસે. ધાચીની પોળ સ્હામે.

"તમો પરણેલાં છો કે?"

"ના, હું વિધવા છું."

"તમારું બીજું કોઇ સગું વ્હાલું તમારી સાથે રહે છે?"

"ના. મ્હારો બાવીસેક વર્ષનો દીકરો છે; તે વકીલની ગુમાસ્તી કરે છે."

"તેનું નામ?"

"કાશીનાથ."

"તેના બાપનું નામ?"

"મ્હારાથી નહિ કહી શકાય. તમે હિંદુ હોત તો સમજી શકત કે, મલાજાવાળી હિંદુ સધવા કે વિધવા ધણીના નામનો ઉચ્ચાર કરી શકતી નથી. જરૂર હોય તો મ્હારા દીકરા પાસે આવી પૂછી જજો."

"ઠીક છે." આ તેજસ્વિની રમણી પાસે લાચાર બની નૂરમહમ્મદે કહ્યું

"ત્યારે હું પણ જાઉં છું. કામ પડે તો ખુશીથી આવજો." કહી તરતજ રાણમણિ ઝડપથી નીચે ઉતરી. નૂરમહમ્મદ પણ વીલે મોઢે મેડા ઉપર ચઢયો.

(૨૦)

ઇંગ્લૅન્ડના મુખ્ય નગર લંડનમાં જઇ રંભા, મદનચંદ્ર અને ઇન્દિરાએ એક ઍમ્પાયર હૉટેલ નામની બાદશાહી હૉટેલમાં મુકામ કર્યો હતો. ભારતીય પ્રજા અને પાશ્ચાત્ય પ્રજાના જીવનક્રમમાં આસમાન જમીન જેટલું પરિવર્તન જોવામાં આવે છે. પાશ્ચાત્ય પ્રજા ભારતીય પ્રજાની માફક ગૃહસંસારનાં બંધનો

વધારવા કરતાં જીવન સ્વતંત્રતામાં પસાર કરવાનું વિશેષ પસંદ કરે છે. ભલભલા ધનવાન ગૃહસ્થો આખી ઉમ્મર કુંવારામાં ખપી હૉટેલમાં ખાવાપીવાનું રાખી મરજી થતાં જૂદે જૂદે સ્થળે જઇ પોતાના હવસની તૃપ્તિ કરી આવે છે. એ હૉટેલને જ હમ્મેશાને માટે તેઓ પોતાનું ઘર બ્હાર સમજે છે. વળી પાશ્ચાત્ય દેશનાં નગરમાં હૉટેલોની અંદર નોકર ચાકરોનું કામ મુખ્યત્વે કરીને સ્ત્રીઓજ બજાવતી હોવાથી તથા પૈસો એજ પરમેશ્વર એવું એ સ્ત્રીઓનું સૂત્ર હોવાથી મોજીલી જીંદગી ભોગવનારા રંગીલા પુરૂષો પૈસાનાં જોરથી કોઇ ખૂબસુરત નવજુવાન સ્ત્રીને સહેલાઈથી આકર્ષી શકે છે. તે ઉપરાંત હૉટેલોમાં, દરજીની દુકાનોમાં, ટેલિગ્રાફ ઑફિસોમાં, હૉસ્પીટલોમાં, નાટકોમાં અને બીજાં જૂદાં જુદાં સ્થળોએ નોકરી કરતી નારીઓ હમ્મેશાં અનેકવિધ પુરૂષોના પરિચયમાં આવતી હોવાથી તેમની સ્ત્રી સ્વભાવ સુલભ લજ્જાશીલતા દૂર થઇ ગયેલી હોય છે તથા તેમના હાસ્ય પરિહાસ અને વાચાળતાથી તેઓ ભલભલા પુરૂષોને દર્દેજીગર કરી નાખે છે. પાશ્ચાત્ય કુંવારાં સ્ત્રી પુરૂષોની વાત બાજુએ રાખીએ અને સંસારી સ્ત્રીપુરૂષોનો જીવનક્રમ જોવા જઇએ તો અમુક અલ્પ સંખ્યક માણસો બાદ કરતાં તેમનો જીવન કલહ પણ ઘણો આશ્ચર્યજનક જોવામાં આવે છે. પુરૂષ અને સ્ત્રી જૂદા જૂદા સ્થળે નોકરી કરતાં હોય છે, સ્હવારે નોકરી ઉપર જઇ બપોરનું ભોજન તેઓ નજીક આવેલી ગમે તે હોટેલમાં કરી લે છે. નોકરીનો વખત પૂરો થતાં કોઇ કોઈ દિવસે ધણીધણીઆણી

રહીને અમુક ચોક્કસ સ્થળે સાથે જમે છે અને કોઇ કોઇ દિવસે અમુક સ્થળે સાંધ્ય નિમંત્રણ હોવાનું નિમિત્ત દર્શાવી મરજી હાવે ત્યાં ચરી ખાય છે. તેમનો જીવનક્રમ એટલો બધો ખરચાળ હોય છે કે, કોમળ પ્રકૃતિની નારીજાતિને પણ પરિશ્રમશીલ પુરૂષ જાતિના જેવી જહેમત ઉઠાવી પૈસા કમાવા પડે છે.

પાશ્ચાત્ય ધનવાનોજ કેવળ બાદશાહી ખરચો ઉઠાવી આલિ-શાન અટ્ટાલિકાઓમાં પોતાના કુટુંબ પરિવાર અને દાસદાસીઓ સહિત રહે છે. દિવસમાં પાંચ છ વખત તેમને સમ્યતાને કારણે કપડાં બદલવાં પડે છે. તેમનાં ચારિત્ર પણ બહુ વખાણી શકાય એવાં હોતાં નથી. સ્ત્રી પુરૂષ હમેશાં સંદિગ્ધ ચિતે એક બીજાનાં છિદ્રો જોવામાં મશગુલ હોય છે તથા એક બીજાના સ્વચ્છંદી વર્તનનું કાંઈ પ્રમાણ મળી આવતાં તેમનાં દિલ ઉંચા થાય છે અને ત્યાંના કાયદાની રૂએ તેઓ અદાલતે ચઢી એક બીજાથી છુટાછેડા મેળવી શકે છે.*

એમ્પાયર હૉટેલનું મકાન મુંબાઈના તાજમહેલ હોટેલથી પણ ચઢી જાય એવું હતું. રંભાએ એ હોટેલમાં બે શયનગૃહ સાથે જોડાયલું એક બેઠકખાતું ભાડવાડીઆના વીસ પાઉંડથી ભાડે લીધું હતું. લંડનની આબોહવાથી રંભા અને ઇંદિરાનું શારીરિક સૌંદર્ય વિશેષ આકર્ષક બનેલું લાગતું હતું. મદનચંદ્ર

* પાશ્ચાત્ય નર નારીઓની જીંદગીના સાચા ટૂંક હેવાલો જાણવા માટે 'મોજ-મજાહ' કાર્યાલય તરફથી દર શનિવારે પ્રસિદ્ધ થતા અઠવાડિક 'છુપી પોલીસમાં ન્યાયનો દરબાર' મથાળા નીચે પ્રસિધ્ધ થતા ઇંગ્રેજી કેસો વાંચવા.

દરરોજ સંધ્યાકાળે તેમની બન્નેની સાથે ભાડાની ટેક્ષીમાં બેસી ફરવા નીકળી પડતો હતો તથા પ્રણયિનીને પૈસે પરમાનંદ અનુભવતો હતો. હવે રંભા મદનચંદ્ર અને ઇંદિરાના હાથનું રમકડું બની ગઈ હતી. એ બન્ને સ્વાર્થી વ્યક્તિઓની દરેક ઇચ્છાને તેણે સંતોષવી પડતી હતી. રંભા, ઇંદિરા અને મદનચંદ્ર ત્રણેને અંગ્રેજી ભાષાનું જ્ઞાન હોવાથી તેમને લંડન નિવાસમાં વિશેષ અગવડ વેઠવી પડતી નહોતી. હૉટેલમાં તેમણે ત્રણેએ પોતાનાં ખરાં નામ ઠામ નહિ લખાવતાં ખોટાં નામ ઠામ લખાવ્યાં હતાં તથા રંભા અને ઇંદિરાએ મુંબાઇથી વિદાય થતી વખતેજ પારસી ફૅશનનો પોષાક ધારણ કર્યો હતો. મદન-ચંદ્ર હંમેશાં આંગ્લવેશમાં સુસજ્જિત રહેતો હતો. હૉટેલમાં રંભાની ઓળખાણ તેણે પોતાની પરિણીતા સ્ત્રી તરીકે આપી હતી અને ઇંદિરા રંભાની કમ્પેનીઅન લૅડી તરીકે ઓળખાવતી હતી. હૉટેલમાં તેઓ ત્રણે જણાં એકાંતમાં હોય ત્યારે ગુજરાતીમાં વાત કરતાં હતાં. મદનચંદ્ર અને રંભા લંડન ગયા પછી જુદાં જુદાં માણસો સાથે પતિપત્ની તરીકે પરિચિત થયેલાં હોઇ કોઈ કોઇ વખતે તેમને એવા માણસ તરફથી ફલૅટમાં અગર તો પોતાને બંગલે આહાર વિહારનું આમંત્રણ સુદ્ધાં મળતું હતું. પાશ્ચાત્ય લોકોને પોતાની ગોરી ચામડીનું ઘણું અભિમાન હોવાં છતાં શ્રીમંત શ્યામ વર્ણનાં માણસો તરફ તેઓ શ્રદ્ધાની નજરથી જુએ છે. એ શ્રદ્ધાનું કારણ શ્રીમંતાઈ છે. ગોરી ચામડીની પ્રજા પોતાના ગરીબ દેશવાસીએ તરફ પણ તિરસ્કારની નજરથી જુએ છે. ગરીબોને તેઓ માણસ જાતનો ગુન્હો સમજે છે. છતા

પ્રપંચો રચો, માન ઈજ્જતને વેચો, રૂપના બાજારમાં પોતાની જાત વેચો પણ કોઈ રીતે પૈસો મેળવો; પૈસોજ મનુષ્યત્વની શોભા છે એમજ તેમની ધારણા હોય એમ લાગે છે. જો કે લક્ષ્મીપૂજક એ પ્રજામાં કેટલાંક ઉદારચિત્તનાં, સહુના તરફ સમભાવથી જોનારાં માણસો પણ છે; છતાં એમની સંખ્યા ઘણી જુજ છે.

રહાંજના ચારેક વાગ્યા હતા. રંભા હૉટેલની આસપાસ આવેલા ચિત્તરંજક ઉદ્યાનમાં ફરવા ગઇ હતી. ઇંદિરા બેઠકખાનામાં એક આરામ ખુરસીમાં આડી પડી પડી 'લંડનનું રાત્રિ-રહસ્ય' નામની અંગ્રેજી ચોપડી વાંચતી હતી. તેની બન્ને આંખોમાં એક પ્રકારની વિકારવશતા સાફ દેખાતી હતી. તેનો ઉન્નત હૃદય દેશ લાલસા અને વાસનાનું રણક્ષેત્ર હોઇ તેના અંતરમાં કેવાં તુમુલ તૂફાન ચાલતાં હતાં એ તો કોઇ સમંજ્ઞ કહી શકે તેમ હતું. ક્ષણે ક્ષણે તીરછી થતી કાળી ભમરો તેના ચિત્તની વિહ્વળતાનો પરિચય કરાવતી હતી. બન્ને પુષ્ટ સ્તનો ઉપરનો ગળા સુધીનો ભાગ હેતુપૂર્વક ઉઘાડો રાખવામાં આવ્યો હોય એમ લાગતું હતું તથા એ સ્થળે એક સુવર્ણહાર જોવામાં આવતો હતો.

આરામ ખુરસીની નજીક એક રાઉન્ડ ટેબલ પડેલું હોઇ તેની સ્હામેની બાજૂએ એક રૅાકીંગ ચેર ઉપર મદનચંદ્ર સિગાર ફુંકતો ચિંતાતુર ચિત્તે બેઠો હતો. તેનાં કપડામાંથી સુગંધિત સેન્ટની તીવ્ર સુવાસ આવતી હતી. માથા ઉપરના વાળ તેણે સુવ્યવસ્થિત રીતે ઓળ્યા હતા.

ઇંદિરાને વાંચનના કાર્યમાં લીન બની ગયેલી જોઇ મદનચંદ્રે કહ્યું, "ઇંદિરા! આજે હું ત્હારી સાથે કેટલીક અત્યંત મહત્વની વાતચિત કરવા ઇચ્છું છું."

ઇંદિરાએ તરતજ હાથમાંની ચોપડી ટેબલ ઉપર મૂકી દઈ મદનચંદ્રનાં નયન સાથે નયનનું સંધાન કરતાં કહ્યું, "તમારે જે વાત કહેવી હોય તે બેધાસ્ક કહો."

"પરંતુ એ વાર્તા ત્હારે જીવના જોખમે પણ છુપી રાખવી પડશે. હું સારી રીતે જાણું છું કે, ત્હારી મદદથીજ આજે મ્હારો આવો ભાગ્યોદય થયો છે. ત્હારા એ ઉપકારનો બની શકતો બદલો વાળવા હું ચુકયો નથી; છતાં ભવિષ્યમાં હમ્મેશાંને માટે આપણે બન્ને જણાં સુખ ચેનમાં રહી શકીએ એવી વ્યવસ્થા કરવા હું અત્યંત ઉત્સુક છું." મદનચંદ્રે પોતાની ગુપ્ત વાતોનો સ્ફોટ કરતાં પૂર્વે ઇંદિરાને સમજાવે એની ભુમિકા રજુ કરી.

"મદનચંદ્ર! આ સંસારમાં કોઇ પણ મનુષ્ય સ્વાર્થ સિવાય એકકે કાર્ય કરતું નથી. નિષ્કામ ભાવથી કર્મ કરનાર માણસ આ કળિકાળમાં ભાગ્યે જ જોવામાં આવે તેમ છે. હું જાણતી હતી કે, રંભા દેવીના હૃદયના હું તમને અધીશ્વર બનાવી શકીશ તો તેથી મ્હને પણ સારો લાભ થશે. મ્હારી એ આશા ઘણા અંશે સફળ થઈ છે. તમારી મદદથી હું આજે હરેક પ્રકારે સુખી છું. તમારી પ્રથમની પરિસ્થિતિનું પરિવર્તન થવા છતાં તમે મ્હારા જેવી એક સામાન્ય સ્ત્રી તરફ કૃતજ્ઞ રહ્યા છો એ મ્હારે માટે અત્યંત સંતોષ પામવા જેવી વાત છે. હવે આપણા ભાવી સુખ સ્વાતંત્ર્ય માટે તમે શી વ્યવસ્થા કરવા ધારી

કે એ મ્હને જણાવશો કે?" ઇંદિરાએ મદનચંદ્રના કથનનો સમર્પક ઉત્તમ ઉત્તર આપતાં કહ્યું.

"પ્રિયતમા! જો તું ખરૂં પૂછે તો હવે શેઠાણી ઉપરથી મ્હારૂં દિલ ઉઠી ગયું છે. ત્હારા રૂપ સૌંદર્યનોજ હું પ્રથમથી ઉપાસક છું. કેવળ ત્હારો અને મ્હારો સ્વાર્થ સાધી લેવાના ઉદ્દેશથી જ મ્હારે નિરૂપાયે રંભાદેવીના મનોજ્ઞગર આશક તરીકેની કૃત્રિમ ભૂમિકા આજ સુધી ભજવવી પડી છે. હવે આપણે બન્ને જણાંએ રંભાને પુરેપુરી ચુસી લઇ તેને છોડી દેવી જોઈએ. હમણાં તે હરેક રીતે આપણા કબજામાં છે તેથી આપણે ધારીએ તે કરી શકીએ તેમ છીએ." મદનચંદ્રે કહ્યું.

"તમે શું કરવા ઇચ્છો છો એ હું હજી સમજી શકતી નથી." સાશંક દૃષ્ટિથી મદનચંદ્રના મુખ તરફ જોઇ ઇંદિરાએ કહ્યું.

"જો સાંભળ. હરિપ્રસાદ શેઠની મિલકતમાંથી મ્હેં જૂદી જૂદી કંપનીઓના જે શેરો ખરીદ્યા છે તેમાંના કેટલાક શેરો મ્હારા નામ ઉપર છે. તે ઉપરાંત કાંકરીઆના રસ્તા ઉપર આવેલો એક બંગલો શેઠની જ મિલકતમાંથી મ્હેં મ્હારે નામે ખરીદ્યો છે. વળી મ્હારી ઇચ્છા એવી છે કે યથા સમયે રંભાદેવીને જે સંતાન થાય તેને ઉછેરવાનું કામ ત્હારે જ ઉપાડી લેવું. એમ કરવાથી હું અને તું ગુપ્ત વાત ખુલ્લી કરવાનો વારંવાર ભય દર્શાવી રંભા પાસેથી પુષ્કળ રકમ પડાવી શકીશું. એ સંતાનને તું તારા સંતાન તરીકે ઓળખાવીશ તો પણ કાંઈ હરકત નથી; કેમકે ત્હારા ભૂતકાળના જીવનથી આખું રાજનગર અને

મ્હારાં ઓળખીતાં માણસો અજાણ છે. મ્હારો આ વિચાર તને ગમે છે કે ?" મદનચંદ્રે તીક્ષ્ણ દૃષ્ટિથી ઇંદિરાના મુખ તરફ જોઇ કહ્યું.

થોડો સમય સુધી વિચારમગ્ન રહ્યા પછી ઇંદિરાએ કહ્યું, "તમારો વિચાર ઉત્તમ છે. તમારી સલાહ પ્રમાણે જ હું હમેશાં વર્તીશ; પરંતુ કેવળ પૈસાથી મ્હને સંતોષ મળી શકે તેમ નથી. ખરી રીતે જુઓ તો હું કેવળ તમારા પ્રેમામૃતની પ્યાસી છું જીવન પર્યંત તમારો મ્હારા તરફનો પ્રેમ કાયમ રહેવો જોઇએ."

મદનચંદ્રે ખુરસી ઉપરથી ઉઠી ઇંદિરા પાસે જઇ તેના અધરોષ્ઠ ઉપર ચુંબન કરી કહ્યું, "તું મ્હારા હૃદયની આરાધ્યા દેવી છે. આ જીવનમાં હું તને ભુલી શકું તેમ નથી."

એવામાં બ્હારથી કોઇનાં પગલાંનો અવાજ સાંભળવામાં આવતાં મદનચંદ્ર ઇંદિરા પાસેથી ખસી ગયો તથા થોડા સમય પછી રંભાએ એ બેઠકખાનામાં પ્રવેશ કર્યો.

(૨૧)

ઘણા વખતથી અમે પાર્વતીશંકરનું વિસ્મરણ કરેલું હોઇ હવે તેના સંબંધી કેટલીક પ્રાસંગિક હકીકત અત્રે લખવી ઉચિત જણાય છે.

સ્વતંત્ર ધંધો શુરૂ કરવા છતાં કાળ પ્રભાવને લીધે એમાં જોઇતી સફળતા નહિ મળવાથી પાર્વતીશંકરે સો રૂપિયાના માસિક પગારથી એક મિલ માલેકના સેક્રેટરી તરીકેની નોકરી લીધી હતી. પાર્વતીશંકરની પત્ની રેણુકાના પિયરમાં હવે કોઇ [illegible] નહિ હોવાથી તે પોતાની ચૌદ વર્ષની એક વિધવા ભગિની

સાથે અમદાવાદમાં પતિના આશ્રયમાં રહેતી હતી. પાર્વતીશંકર પાશ્ચાત્ય શિક્ષણ પામેલો હોવા છતાં તેને કેવળ વાંચન સિવાય બીજું કોઈ પણ પ્રકારનું વ્યસન નહોતું. તેને ગુજરાતી નાટક કે સીનેમા જોવા જવાનો શોખ નહોતો. ઈંગ્રેજી તેમજ ગુજરાતી પુસ્તકોથી ભરેલાં ત્રણ ચાર કબાટો જોતાં પાર્વતીશંકરની વાંચનપ્રિયતાનો સ્પષ્ટ પરિચય થતો હતો. ગુજરાતી અને ઈંગ્રેજી ભાષામાં પ્રસિધ્ધ થતાં ઘણાં માસિક પત્રો અને વર્તમાન પત્રોનો તે ગ્રાહક હતો. આમ હોવાથી પાર્વતીશંકરનું બેઠકખાનું એ આડોશી પાડોશીઓનું વાંચનગૃહ થઇ પડયું હતું. સ્હવારથી માંડી અગીઆર વાગ્યા સુધી બે ચાર પાડોશીઓ એ બેઠકખાનામાં બેસી વર્તમાનપત્રો વાંચતા હતા. પછી પાર્વતીશંકર સ્નાન તેમજ આહાર કરી ઓફિસે જતો એટલે તેનું ઘર પણ શાન્ત ભાવ ધારણ કરતું હતું. રેણુકા ગુણિયલ હોવા છતાં ભણેલી નહોતી એ બદલ પાર્વતીશંકરને વારંવાર ઘણું કષ્ટ થતું હતું. રેણુકાને લખતાં વાંચતાં શીખવવાનો તેણે ઘણો પ્રયત્ન કર્યો; પરંતુ રેણુકા ગૃહ કાર્યમાંજ ગુંથાઇ રહેતી હોવાથી તેનો પ્રયત્ન સફળ થયો નહિ. વળી લખતાં વાંચતાં આવડતું નહિ હોવાથી રેણુકાનું કોઇ કામ અટકી પડતું નહોતું. તે દૂધવાળાનો હિસાબ ચોખ્ખો રાખતી હતી, ઘાંચીના હિસાબમાનો ઘોટાળો એક બે વખત તેણે પકડેલો હોવાથી હવે તે ફરીથી ઘોટાળો કરવાની હિમ્મત કરતો નહિ. ભરત ગુંથણના કામમાં રેણુકા ઘણી ચાલાક હતી. તે રસોઇ પણ ઘણી ઉત્તમ બનાવતી હતી. આખું ઘર તે સ્વચ્છ રાખતી હતી. તેણે યત્નપૂર્વક પોતાની ન્હાની વિધવા બ્હેનને પણ સકળ ગૃહ કાર્યમાં હોશિયાર બનાવી હતી.

